કાગડી બે, ત્રણ કે ચાર ઈંડાં મૂકે તો સુકાળ થાય. પાંચ ઈંડાં મૂકે તો બીજો રાજા થાય. ઈંડાંનો

**કાગડાના ઈંડાનું ફળ**

નાશ થાય અથવા એક જ વાર પ્રસૂતિ થાય તો તે શુભકારક નથી. જો તે ઈંડાં ક્ષાર-વર્ણનાં હોય તો ચોરનો ભય થાય, વિચિત્ર વર્ણવાળાં હોય તો મૃત્યુ થાય, શ્વેત વર્ણવાળાં હોય તો અગ્નિનો ભય થાય, અને વિકલવર્ણવાળાં હોય તો દુકાળનો ભય થાય. આ પ્રમાણે કાગડાના બચ્ચાંના વર્ણ ઉપરથી શુભાશુભ ફળ જાણવું.

ટિટ્ટિભનાં (ટીટોડીના) ચાર ઈંડાંને અષાડ વગેરે ચાર માસરૂપે કલ્પવા. જે ઈંડાં અધોમુખ હોય

**ટિટ્ટિભના ઈંડાનું ફળ**

તે નામના માસમાં વૃષ્ટિ થાય, અને જે ઈંડાં ઊર્ધ્વમુખ હોય તે નામના માસમાં વૃષ્ટિ ન થાય. જો ટિટ્ટિભ નદી, તળાવ વગેરે જળાશયમાં ઈંડાં મૂકે તો વૃષ્ટિનો રોધ થાય છે અને ઊંચી ભૂમિ પર ઈંડાં મૂકે તો મેઘનો મોટો ઉદય થાય છે.

રુદ્રદેવ કહે છે કે—"કાગડીનાં ઈંડાં ચાર પ્રકારનાં છે. તેમાં પહેલું વારૂણ, બીજું આગ્નેય, ત્રીજું વાયવીય અને ચોથું [1]ભૂમિજ. તેમનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—ભૂમિજ અંડ હોય

---

૧ નદીને કાંઠે સમીપના વૃક્ષ ઉપર ઈંડાં મૂકે તો તે વારૂણ નામનું જાણવું. ૧. ઘરના શઢ પર મૂકે તો તે ભૂમિજ નામે જાણવું. ૨. વૃક્ષપર મૂકે તો વાયવીય નામે જાણવું. ૩. અને બીજા સ્થળે મૂકે તો આગ્નેય નામે જાણવું. ૪. અથવા વૃક્ષની ઇશાન કોણમાં ઇંડું મૂકે તો તે વારૂણ નામે જાણવું ૧. અગ્નિ કોણમાં મૂકે તો આગ્નેય નામે જાણવું ૨. નૈઋત કોણમાં મૂકે તો વાયવીય ૩. અને વાયુ કોણમાં મૂકે તો તે ભૂમિજ નામનું જાણવું. ૪.

તો કલ્યાણ, સુકાળ, પૃથ્વી પર સુખ અને અનુકૂળ વૃષ્ટિ થાય છે. વારૂણ અંડ હોય તો પૃથ્વી આનંદિત હોય તથા વિશેષ વૃષ્ટિ થવાથી પ્રથમ ધાન્ય સારું પાકે. વાયવીય અંડ હોય તો ઉત્પન્ન થયેલા ધાન્યને કીડા, પતંગ અને સૂડા વગેરે ખાઈ જાય છે. તથા આગ્નેય અંડ હોય તો દુકાળ પડે એમ જાણવું. અથવા આ ચાર પ્રકારનાં ઈંડાંને ચાર માસની કલ્પના કરીને પણ શુભાશુભ ફળ કહેવું.

### ઇતિ કાકાંડ ફલમ્

**કાગડાના માળાનું ફળ**

કાગડા પોતાનો માળો જો વૃક્ષ ઉપર પૂર્વ દિશા તરફ બનાવે તો સુકાળ થાય, અગ્નિ કોણમાં બનાવે તો વરસાદ થોડો થાય, દક્ષિણમાં બનાવે તો બે માસ વરસાદ થાય, અને પછી વરસાદ ન થાય, પરંતુ હિમપાત થાય. પશ્ચિમ દિશામાં માળો બનાવે તો બે માસ ઘણો વરસાદ વરસે, તેથી ઊંચી ભૂમિ પર ધાન્યની ઉત્પત્તિ સારી થાય, પછીના બે માસ વૃષ્ટિ ન થાય, અથવા અલ્પ વૃષ્ટિ થાય. વાયુ કોણમાં માળો બનાવે તો વાયુ સહિત વરસાદ થાય, નૈઋત્ય કોણમાં બનાવે તો પ્રથમ વૃષ્ટિ થાય નહીં, પછીથી ઘણી વૃષ્ટિ થાય અને લોકમાં રોગ વૃદ્ધિ પામે. ઉત્તર દિશામાં માળો બનાવે તો સુકાળ થાય, અને ઈશાન કોણમાં બનાવે તો પણ સુકાળ અને સુખ થાય.

**ગર્ગ સંહિતામાં કહેલું કાકના માળાનું ફળ**

કાગડા વૃક્ષના અગ્ર ભાગે માળો બનાવે તો ઘણો વરસાદ થાય, વૃક્ષના મધ્યમ ભાગમાં બનાવે તો મધ્યમ વૃષ્ટિ થાય, તથા વૃક્ષના નીચેના ભાગમાં બનાવે તો વરસાદ થાય નહીં. વૃક્ષના કોટરમાં, ઘરમાં કે પ્રાકાર ઉપર કાગડાએ માળો બાંધ્યો હોય તો દુકાળ,

રાજાઓનો વિગ્રહ અને દક્ષિણ દિશામાં છત્રભંગ થાય છે. નદીને કાંઠે કાગડાએ માળો બાંધ્યો હોય તો વરસાદ ન થાય, મેઘના પ્રશ્ન વખતે જો કાગડો વૃક્ષપર બેસીને પાંખ કંપાવે તો શીઘ્ર વરસાદ થાય છે. ભક્ષણ વિના કાગડો દેખાય તો તે વૃષ્ટિને બતાવે છે. તે વખતે વર્ષાકાળ હોય તો ઘણી વૃષ્ટિ થાય, શીત-કાળ હોય તો દુર્દિન થાય, અને ઉષ્ણકાળ હોય તો મહા વિઘ્ન થાય. એમ કાગડાના સ્થાનને આશ્રી જાણવું. અગ્નિને સ્થાને, પથ્થરપર, પર્વત ઉપર, વૃક્ષના શિખર ઉપર, ભૂમિપર, ગામમાં અને નગરમાં કાગડાનું સ્થાન હોય તો તેને આશ્રીને શુભાશુભ ફળ કહેવું. જો કાગડો વૃક્ષની પૂર્વ દિશા તરફની શાખા ઉપર માળો બાંધે તો સુકાળ, ક્ષેમ અને આરોગ્યતા થાય, તથા મેઘની વૃષ્ટિ સારી થાય. અગ્નિ કોણ તરફની વૃક્ષ-શાખા ઉપર કાગડો જો માળો બાંધે તો અલ્પ જળવાળા મેઘ વૃષ્ટિને કરે નહીં, જો કાગડો વૃક્ષની દક્ષિણ દિશા તરફની શાખા ઉપર માળો બાંધે તો પ્રથમ બે માસ વરસાદ આવે પછી હિમપાત થાય. જો કાગડો વૃક્ષના નૈઋત્ય કોણ તરફની શાખા-પર માળો બાંધે તો પ્રથમ વૃષ્ટિ ન થાય, પછીથી સારી વૃષ્ટિ થાય. જો કાગડો વૃક્ષના પશ્ચિમ તરફની શાખાપર માળો કરે તો વાયુની વૃષ્ટિ ઘણી થાય અને જળની વૃષ્ટિ અલ્પ થાય છે. જો કાગડો વૃક્ષની ઉત્તર દિશા તરફની શાખાપર માળો બનાવે તો વરસાદ થોડો વરસે અને કોઇ રાજા વેરી થાય. જો કાગડો ઈશાન કોણ તરફની વૃક્ષશાખાપર માળો બાંધે તો ઘણું ધાન્ય પાકે, સુકાળ થાય, અને લોકનું ક્ષેમકુશળ થાય. જો કાગડો વૃક્ષના મધ્ય ભાગમાં માળો કરે તો ધાન્યની ઉત્પત્તિ અર્ધી થાય અને વરસાદ થોડો વરસે. પ્રાકાર કે વૃક્ષના કોટરમાં

કાગડાનો સમાગમ હોય તો વિગ્રહ થાય એમ જાણવું, તથા રાજસ્થાનનો વિનાશ થાય ઘરમાં કે ઘરની શાળામાં જો કાગડા માળો કરે તો બાર વર્ષનો દુકાળ જાણવો. જો પૃથ્વીપર માળો કરે તો ગામ અને મંડલનો વિનાશ થાય, વિગ્રહ થાય અને દેશ શૂન્ય થાય.

હે કાગ! જો તું મિથ્યા બળિને હરણ કરે તો એક સો ગાયો અને બસો બ્રાહ્મણોની હિંસાનું પાપ તને લાગે. ડાહ્યા પુરૂષે ઘી સહિત ભાતના ત્રણ પિંડ કરી સાફ કરેલા શુભ સ્થાનમાં મંત્રપૂર્વક તે ત્રણે પિંડ સ્થાપન કરવા આહ્વાનનો મંત્ર બોલી કાગડાને બોલાવવો અને સ્થાપનના મંત્રવડે બલિ-ભોજનને એટલે અનુક્રમે ત્રણ પિંડને સ્થાપન કરવા કાગડાને બોલાવવાનો મંત્ર આ પ્રમાણે—"ॐ तुण्डब्रह्मणे सुराय असुरेंद्राय एहि एहि हिरण्यपुण्डरीकाय स्वाहा" પિંડને મંત્રિત કરવાનો મંત્ર આ પ્રમાણે—"ॐ तिरिटि मिरिटि काकपिण्डालये स्वाहा।" દેશ કાળની પરીક્ષાને માટે પહેલા પિંડનું નામ વૃષભ જાણવુ, બીજા પિંડનું નામ તુરગ ધારવું અને ત્રીજા પિંડનું નામ હસ્તી ધારવું. પછી કાગડો આવીને જો વૃષભ પિંડને ગ્રહણ કરે તો ઉત્તમ કાળ જાણવો, તુરગ પિંડને ગ્રહણ કરે તો મધ્યમ વર્ષ થાય, અને ત્રીજા હસ્તી પિંડને ગ્રહણ કરે તો મોટો રાજવિગ્રહ થાય. વરસાદનું જ્ઞાન થવા માટે પહેલા પિંડપર જળ નાખવું, બીજા પિંડપર માટી નાંખવી અને ત્રીજા પિંડપર કોયલા નાખવા. તેમાં કાગડો આવીને જળવાળો પિંડ ગ્રહણ કરે તો શીઘ્ર વરસાદ થાય, માટીવાળો પિંડ ગ્રહણ કરે તો પંદર દિવસ પછી વરસાદ થાય, અને કોયલાવાળો પિંડ ગ્રહણ કરે તો વરસાદ ન થાય

"ॐ नमो भगवओ गोयमसामिस्स सिद्धस्स वुद्धस्स अक्खीणमहाणस्स भगवन् ! भास्करीयं (यां) श्रियं आनय आनय पूरय पूरय स्वाहा ।"

આશ્વિન માસની ચૌદશની રાત્રે ઉપવાસ કરીને ધૂપ ઉવેખવાપૂર્વક આ મંત્રનો એક હજાર જાપ કરવો. પછી પૂર્ણિમાને દિવસે પ્રાતઃકાળે એક પાત્રમાં શ્રી ગૌતમસ્વામીની ચરણ પાદુકા આળેખવી. પછી તેની ભક્તિ પૂર્વક સુગંધિ દ્રવ્યોથી પૂજા કરવી. જે પાત્રમાં પાદુકા આળેખી હોય તેને વસ્ત્રથી ઢાંકી રાખવું. જ્યાં સુધી આ વિધિ કરાય ત્યાં સુધી બિલાડીને જોવી નહીં. પછી ભિક્ષાનો સમય થાય ત્યારે તે પાત્રને લઈ ભિક્ષાને માટે દાતાર મહા શ્રાવકને ઘેર જવું. ત્યાંથી જે પ્રાપ્ત થાય તેના પર વિચાર કરવો, તે આ પ્રમાણે—જો ભિક્ષા આપનારી સ્ત્રી સૌભાગ્યવતી અને પુત્રવતી હોય તો આગળનું વર્ષ સારૂં થાય. તથા ધાન્યની ઘણી પ્રાપ્તિ થાય. જો તે ઘેરથી એવો ઉત્તર મળે કે 'આ સમય ભિક્ષાનો નથી' તો આગળના વર્ષે દુકાળ જાણવો. વિલંબે દાન કરે તો વરસાદ પણ વિલંબે વરસે. જો તે ઘરમાં (ઘરના માણસો વચ્ચે) ક્લેશ થતો દેખાય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થશે એમ જાણવું. દાન કરતી વખતે પાત્રનો કે ભાંડનો ભંગ થાય તો છત્રભંગ થાય એમ જાણવું. જો દાન આપનારી સ્ત્રી વિકળ અંગવાળી કે રોતી રોતી ભિક્ષા આપે તો રોગાદિકનો ઉપદ્રવ થાય આ ગૌતમીય જ્ઞાન જેવા તેવા મનુષ્યને કહેવા લાયક નથી. અથવા તો તે (પૂર્ણિમાને) દિવસે લોક જે જે વચન બોલે તેને અનુસારે શુભાશુભ ફળ વર્ષના બોધ માટે વિચારવું.

**ગૌતમીય જ્ઞાન**

આ પ્રમાણે બુદ્ધિપૂર્વક શકુનોનો વિચાર કરી વર્ષનું ફળ કહેવા લાયક છે, કે જેના વિકાસથી પૃથ્વીપર સર્વ અર્થને સાધનાર ઘણા ધનની પ્રાપ્તિ થાય છે. તથા જેના મનમાં આ વર્ષપ્રબોધ ( મેઘમહોદય ) નામનું શાસ્ત્ર સ્ફુરાયમાન હોય એવા પ્રકાશવાળા ગુણો વડે નિપુણ પુરૂષ રાજાઓને પણ માનવા લાયક થાય છે. આ ગ્રંથમાં આ શકુનનું નિરૂપણ કરનાર તેરમો અધિકાર પૂર્ણ થયો છે. તથા આ ગ્રંથમાં એકવીશ દ્વાર છે તે પણ પૂર્ણ થયાં છે. સ્થાનાંગ સૂત્રના વિષયભૂત એવા વર્ષપ્રબોધના જ્ઞાનને માટે જે આ પ્રકરણ મેં (મહોપાધ્યાય શ્રી મેઘવિજયજીએ) રચ્યુ છે તેનો ભક્તિપૂર્વક પૃથ્વીપર વિસ્તાર કરી જે પુરૂષ શ્રી જૈનદર્શનને દીપાવે તે શાશ્વતી જ્ઞાન લક્ષ્મીને પામી સુખી થાય.

**ગ્રંથકારની શકિત**

વિસ્તાર પામેલા પ્રભાવવાળા શ્રીમાન્ તપગચ્છના નાયક શ્રી વિજયપ્રભસૂરિ નામના આચાર્ય દેદીપ્યમાન હતા. તેના પટ્ટરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન અને પોતાના તેજથી સૂર્યને પણ જીતનાર એવા શ્રી વિજયરત્નસૂરિ નામના આચાર્ય થયા. વિશ્વને પ્રકાશિત કરવાવાળા તેમના શાસનમાં દેવતાઓને પણ સેવવા લાયક એવા શ્રી કૃપાવિજયજી નામના વિદ્વાન થયા. તેમના શિષ્ય શ્રી મેઘવિજય નામના ઉપાધ્યાય થયા. તેમણે આ ગ્રંથ સુકૃતના લાભને માટે કર્યો છે. આ ગ્રંથમાં કોઈ ઠેકાણે અતિશય રસપૂર્વક કહેવા લાયક પ્રાચીન શ્લોકોવડે તથા કોઇ ઠેકાણે શ્રવણ કરવા લાયક નવીન શ્લોકોવડે તથા સત્પુરૂષોને મધ્યે પ્રમાણરૂપ થવા માટે કોઇ સ્થાને મનોહર એવી ઉચિત લોકોક્તિવડે

આ ગ્રંથ સંપૂર્ણ થયો છે. શ્રીજિનેશ્વર ઉપર શ્રદ્ધા રાખનાર ચતુર જનોને ઉચિત છે કે આ ગ્રંથનો આદર કરે. આ વર્ષ-પ્રબોધ નામના મૂળ ગ્રંથમાં અનુષ્ટુપ શ્લોકની ગણતરીએ સાડા ત્રણ હજાર શ્લોક છે. જ્યાં સુધી મેરૂ પર્વત પ્રવર્તમાન રહે, ત્યાં સુધી આ ગ્રંથ પણ પ્રવર્તમાન રહો. આ ગ્રંથમાં મેં કોઇ પણ પુનરૂક્ત, અયુકત કે દુરૂક્ત કહ્યું હોય તો તે સમસ્તને જ્ઞાની પુરૂષે શુદ્ધ કરી લેવું એવી હાથ જોડીને મારી પ્રાર્થના છે. જે મેરૂનો પણ વિજય કરવા યોગ્ય ધૈર્યથી પણ અલંઘનીય છે, તથા જેની બુદ્ધિ મેરૂની જેમ અચળ છે એવા શિષ્ય શ્રી મેરૂવિજય નામના કવિ મારાપર ભક્તિમાન હોવાથી મને રૂચે છે. શોભાવાળા બાળકને ભાવિ વર્ષના બોધને માટે બાળકનું પાલન તથા હિત કરી આ ગ્રંથ ગુરૂપણાને પામો.

**ઇતિ શ્રી તપગચ્છના નાયક મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિએ રચેલા આ વર્ષપ્રબોધ અથવા મેઘમહોદય નામના ગ્રંથને વિષે શુકનનિરૂપણ નામનો તેરમો અધિકાર પૂર્ણ થયો.**

શ્રીરસ્તુ । કલ્યાણમસ્તુ । શુભમસ્તુ ।

**વર્ષપ્રબોધ કે મેઘમહોદય ગ્રંથ સંપૂર્ણ.**



# ધ્રુવાંક

મેષાદિ સંક્રાન્તિ જે દિવસે બેસે તે દિવસના બધા ધ્રુવાંક-જેવા કે-સંક્રાન્તિનો, તિથિનો, વારનો, નક્ષત્રનો આ બધાના ધ્રુવાંકનો સરવાળો કરીને પછી ઈષ્ટ વસ્તુનો ધ્રુવાંક મેળવીને ત્રણથી ભાગ દેવો. આમ કરતાં જો ૧ વધે તો સસ્તી, બે વધે તો સમ અને ૦ વધે તો જરૂર મોંઘી થશે. [ મંત્રમહોદધિના આધારે ]

| વસ્તુ | ધ્રુવાંક | વસ્તુ | ધ્રુવાંક | વસ્તુ | ધ્રુવાંક |
|---|---|---|---|---|---|
| સુવર્ણ | ૯૬ | અફીણ | ૧૯૨ | તુવેર | ૭૨ |
| ચાંદી | ૮૧ | તલ | ૫૩ | મગ | ૫૧ |
| પીતળ | ૫૬ | સરસવ | ૮૮ | ચણા | ૫૬ |
| લોઢુ | ૫૪ | રાઈ | ૭૭ | જુવાર | ૧૦૦ |
| સીસું | ૬૦ | કપૂર | ૧૦૨ | હીંગ | ૬૨ |
| કાંસું | ૧૨૭ | અશ્વ | ૭૭૦ | કથીર | ૬૭ |
| તાંબું | ૧૦ | હાથી | ૬૪ | કુંકુમ | ૨૫ |
| મોતી | ૬૫ | ભેંસ | ૬૨ | હરડે | ૭૩ |
| કપાસ | ૧૨૭ | ગાય | ૭૭ | જીરૂ | ૭૦ |
| સુતર | ૬૪ | બળદ | ૮૭ | કુલ | ૬૨ |
| કાપડ | ૧૦૦ | બકરી | ૬૦ | કાંગની | ૨૦ |
| ઘી | ૫૦ | ઉંટ | ૮૫ | સાળ | ૧૬૫ |
| તેલ | ૧૦ | ચોખા | ૧૭ | સોપારી | ૨૦૪ |
| મીઠુ | ૫૬ | ચોળા | ૮૭ | ગીરી | ૮૩ |
| ખાંડ | ૧૦૨ | જવ | ૪૭ | સૂંઠ | ૧૦૦ |
| સાકર | ૧૦૩ | ઘઉં | ૧૪ | મજીઠ | ૧૪૪ |
| ગોળ | ૪૦ | અડદ | ૮૦ | નાળીયેળ | ૭૮ |
| | | | | ખારેક | ૧૪૪ |

| સંક્રાંતિ | ધ્રુવાંક | વાર નક્ષત્ર | ધ્રુવાંક | નક્ષત્ર | ધ્રુવાંક |
|---|---|---|---|---|---|
| મેષ | ૩૭ | શુક્ર | ૨૪ | વિશાખા | ૩૨૦ |
| વૃષભ | ૮૪ | શનિ | ૧૪ | અનુરાધા | ૪૯૩ |
| મિથુન | ૬૬ | અશ્વિની | ૧૦ | જયેષ્ઠા | ૫૫૯ |
| કર્ક | ૧૦૯ | ભરણિ | ૧૦ | મૂળ | ૫૫૨ |
| સિંહ | ૧૨૫ | કૃત્તિકા | ૯૬ | પૂ. ષા. | ૧૪૨ |
| કન્યા | ૧૦૨ | રોહિણી | ૫૬ | ઉ. ષા. | ૪૨૦ |
| તુલા | ૧૪૦ | મૃગશિર્ષ | ૨૦ | શ્રવણ | ૫૫૦ |
| વૃશ્ચિક | ૧૪૪ | આદ્ર | ૮૬ | ધનિષ્ઠા | ૭૩૬ |
| ધન | ૧૪૪ | પુનર્વસુ | ૨૧ | શતભિષા | ૫૭૬ |
| મકર | ૧૯૮ | પુષ્ય | ૬૪ | પૂ. ભા. | ૨૭૫ |
| કુંભ | ૧૯૦ | અશ્લેષા | ૧૩૫ | ઉ. ભા. | ૧૨૬ |
| મીન | ૧૮૦ | મઘા | ૧૫૦ | રેવતી | ૨૫૬ |
| વાર<br>રવી | ૪૦ | પૂ. ફા. | ૨૨૦ | તિથિ<br>એકમ | ૧૮ |
| ચંદ્ર | ૫૦ | ઉ. ફા. | ૭૨ | દ્વિતીયા | ૨૦ |
| મંગળ | ૫૭ | હસ્ત | ૩૩૪ | તૃતીયા | ૨૨ |
| બુધ | ૭૨ | ચિત્રા | ૨૧ | ચોથ | ૨૪ |
| બૃહસ્પતિ | ૬૨ | સ્વાતિ | ૨૧૦ | પંચમી | ૨૬ |
| ષષ્ઠી | ૨૫ | દશમિ | ૧૭ | ચૌદસ | ૬ |
| સપ્તમી | ૨૩ | એકાદશી | ૧૫ | પૌર્ણમાસી | ૧૬ |
| અષ્ટમી | ૨૧ | દ્વાદશી | ૧૩ | અમાવાસ્યા | ૭ |
| નૌમી | ૧૯ | ત્રયોદશી | ૧૧ | | |

श्री गौतमस्वामिने नमः ।

# તેજીમંદીનું સ્વરૂપ

## વર્ષના રાજાનું ફલ

૧ વર્ષનો રાજા રવિ હોય તો ઘી, ગોળ, તેલ, અનાજ અષાડ શુદ ૧ થી તેજ થાય. એક જ મહિનામાં સારી તેજી થાય. સંવત ૧૯૨૯, ૩૯, ૪૩, ૪૬, ૬૬, ૭૦, ૭૩ અને ૭૭માં એ યોગ બન્યો છે.

૨ વર્ષનો રાજા મંગલ હોય તો અનાજને સંઘરવું અને આસો માસમાં વેચવું. ગોળ, ખારેક, કપાસિયા, ભાદરવામાં વેચવા. સંવત ૧૯૨૫, ૨૮, ૩૨, ૩૫, ૩૮, ૫૨, ૫૫, ૫૮ અને ૬૨ માં એ યોગ બનેલા છે.

૩ વર્ષનો રાજા બુધ હોય તો ઘી, તેલ, કપાસિયા, ગોળ, એરંડા, ખાંડ વેચવાથી લાભ થાય. વાયદાથી વેચનારને લાભ થાય. સંવત ૧૯૩૧, ૪૮, ૫૮ અને ૬૫માં એ યોગ બન્યો છે.

૪ વર્ષનો રાજા ગુરૂ હોય તો ધાન્યનો સગ્રહ કરવો. ભાદરવામાં વેચવાથી લાભ થાય. ગોળ, ઘઉં, તેલ, ખાંડ, કપાસિયા, હળદર સસ્તાં થાય. સંવત ૧૯૨૦, ૨૪, ૩૪, ૪૧, ૪૪, ૪૭, ૬૧, ૬૪, ૬૮, ૭૧ અને ૭૫માં એ યોગ બન્યો છે.

૫ વર્ષનો રાજા શનિ હોય તો ધાન્ય મોંઘું થાય. શ્રાવણમાં અથવા માગશરમાં વેચવાથી લાભ થાય. સંવત ૧૯૨૬,

૩૩, ૩૬, ૩૭, ૪૦, ૫૦, ૫૩, ૬૩ અને ૬૭માં એ યોગ બન્યો છે.

૬ વર્ષનો રાજા ચંદ્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવો. ભાદરવા તથા આસોમાં લાભ થાય. સંવત ૧૯૨૨, ૪૨, ૪૫, ૪૯, ૫૬, ૬૮, ૭૨ અને ૭૬માં આ યોગ બન્યો છે.

૭ વર્ષનો રાજા શુક્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવો. આસો કારતકમાં વેચવાથી લાભ થાય.

## રાશિપરના ગુરૂનું ફળ

૧ મેષ રાશિ પર ગુરૂ આવે ત્યારે વૃષ્ટિ ઘણી થવાથી સુકાળ થાય. સોનું, ચાંદી, તાંબુ અને કપાસમાં પ્રથમ ત્રણ માસ સુધી મંદી થાય છે. ભાદરવા માસમાં, ચોખા, ઘી, ઘઉંમાં મંદી થાય અને આસોથી ફાગણ, ૭ માસ તેજી થાય. કારતક તથા માગશરમાં રૂ અને અનાજમાં તેજી થાય.

૨ વૃષભ રાશિ પર ગુરૂ આવે ત્યારે ધાન્ય તેજી થાય ઘી, તેલ ચૈત્ર માસમાં મોંઘા થાય. ચણા શ્રાવણ માસમાં મોંઘા થાય. રૂમાં એક વર્ષમાં એક સો ટકા તેજી થાય. આ યોગ ૧૯૩૮, ૫૦, ૬૨ અને ૭૪ માં થયો છે.

૩ મિથુન રાશિ પર ગુરૂ આવે ત્યારે રૂમાં ૫૦ ટકાની મંદી થાય છે. સંવત ૧૯૩૯, ૫૧, ૬૩, ૭૫ અને ૮૭માં એ યોગ બન્યો છે. સોના, ચાંદી, ઘી, તેલમાં પાંચ માસ સુધી તેજી રહે, માગશરમાં ખરીદ કરી વૈશાખમાં વેચવાથી સારો લાભ થાય.

૪ કર્ક રાશિ પર ગુરૂ આવે ત્યારે વધઘટે સો ટકાની તેજી થાય છે, અને વક્રી થઈ મિથુન પર આવે ત્યારે મંદી થાય

છે. સંવત ૧૯૪૦, ૫૨, ૬૪, ૬૬ અને ૮૮માં એ યોગ બન્યો છે.

૫ સિંહ રાશિમાં ગુરૂ આવે ત્યારે આઠ મહિના સુધી ઘટવધ થઈ રૂ મંદી થાય છે. સંવત ૧૯૪૧, ૫૩, ૬૫, ૭૭ અને ૮૯માં એ યોગ બન્યો છે. ઘી, તેલ, અનાજ સર્વ ચીજ અષાડ માસમાં વધારે સસ્તી થાય છે

૬ કન્યા રાશિ પર ગુરૂ આવે ત્યારે ચાર માસમાં રૂા. ૫૦ ઘટે છે એ યોગ સંવત ૧૯૪૨, ૫૪, ૬૬, ૭૮ અને ૯૦ માં બન્યો છે. સર્વ વસ્તુ મંદી રહે, સુકાળ વર્તાવે.

૭ તુલા રાશિ પર ગુરૂ આવે ત્યારે ધાન્યનો સંગ્રહ કરવો. વર્ષના અંતમાં લાભ થાય. સંવત ૧૯૪૩, ૫૫, ૬૭, ૭૯ અને ૯૦ માં એ યોગ બન્યો છે.

૮ વૃશ્ચિક રાશિ પર ગુરૂ આવે ત્યારે પાંચ માસ સુધી રૂ, સોના, ચાંદી, ઘીમાં તેજી રહે છે સંવત ૧૯૪૪, ૫૬, ૬૮, ૮૦ અને ૯૨ માં આ યોગ બન્યો છે.

૯ ધન રાશિ પર ગુરૂ આવે ત્યારે ગોળનો પાક ઘણો થાય છે, તે સસ્તા ભાવમાં ખરીદવાથી મકરનો ગુરૂ થાય ત્યારે બમણો લાભ થાય છે. કાર્તિક માસમાં ઘી ખરીદ કરી ચૈત્રમાં વેચવાથી સારો લાભ થાય. એ યોગ સંવત ૧૯૪૫, ૫૭, ૬૯, ૮૧ અને ૯૩ માં બન્યો છે.

૧૦ મકર રાશિ પર ગુરૂ આવે ત્યારે રૂમાં ઘટવધ થઈ મંદી થાય. સંવત ૧૯૪૬, ૫૮, ૭૦ અને ૯૩ માં આ યોગ થયો છે. મકર રાશિ પર ગુરૂ વક્રી થાય અને કુંભ રાશિ પર શનિ વક્રી હોય, અથવા બંને ગ્રહો સાથે વક્રી થતા હોય તો રૂમાં મોટી મંદી થાય.

૧૧ કુંભ રાશિ પર ગુરૂ આવે ત્યારે છ મહિના રૂમં તેજી થઈ પછી મંદી થાય. શ્રાવણ માસમાં અનાજ ખરી કરી પોષ માસમાં વચવાથી લાભ થાય.

૧૨ મીન રાશિના ગુરૂમાં સર્વ સફેદ ચીજમાં મંદી થાય. તલ, તેલ ઘીમાં મંદી થાય. આ યોગ સંવત ૧૯૩૬, ૪૮, ૬૦, ૭૨ અને ૮૪ માં થયો છે. પ્રથમ પાંચ માસ અનાજ મોંઘું થાય, પછી સસ્તું થાય, સોંઘવારીમાં ખરીદ કરીને ધાન્ય, ઘી, તેલ વગેરે શ્રાવણ સુદ ૧૫મે વેચવાથી લાભ થાય. અષાડ ને શ્રાવણ માસમાં મોંઘવારી થાય. મીન રાશિ પર ગુરૂ વક્રી થાય તે મીન રાશિ પર વક્રી રહે ત્યાં સુધી રૂમાં તેજી થાય, અને કુંભ રાશિ પર જાય ત્યારે મંદી થાય.

## ગ્રહણ ફળ અધિકાર

૧ સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ જે દેશમાં થાય તે દેશમાં તેનું ફળ મળે છે.

૨ સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ આખું થાય તો તેનું ફળ વીસ દિવસમાં મળે છે.

૩ સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ પોણા ભાગનું હોય તો તેનું ફળ એક માસમાં મળે છે.

૪ સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ અડધા ભાગનું હોય તો બે માસમાં ફળ આપે છે.

૫ સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ ચોથા ભાગનું થાય તો ચાર માસમાં ફળ મળે છે.

૬ ચંદ્રગ્રહણ થયા પહેલાં રૂના ભાવ ઘટે છે, ગ્રહણ પછી વધે છે.

૭ સૂર્યગ્રહણ થવાનું હોય તો રૂના ભાવ પહેલાં વધે.

અપવાદ–ગ્રહણ થયા પછી તે જ દિવસે વરસાદ થાય તો ગ્રહણની અસરમાં ફેરફાર થાય યા ઉલટ સુલટ ફળ થાય.

## ચંદ્રગ્રહણ અને વારફળ

૧ રવિવારે ચંદ્રગ્રહણ થાય તો વરસાદ ઓછો થાય. ઘી, ચાંદીમાં મંદી થાય. તે માટે પહેલેથી વેચવું. તેલ વેચી દેવાથી લાભ થાય, અર્થાત્ સસ્તું થાય.

૨ સોમવારે ચંદ્રગ્રહણ થાય તો કપૂરનો નાશ થાય. ધાન્ય સંગ્રહ કરવાથી લાભ થાય. આ યોગ સંવત ૧૯૨૩, ૨૮, ૩૩, ૩૬, ૪૮, ૫૫, ૬૧ અને ૭૮ માં બન્યો છે, રૂમાં ૩૦–૩૫ ટકા તેજી થાય.

૩ મંગળવારે ચંદ્રગ્રહણ થાય તો રૂ, સૂતરના ભાવ વધે છે. સંવત ૧૯૯૦ મહા શુદ ૧૫ મંગળવારે આ યોગ બન્યો છે. ફાગણ સુદ ૧૫ સુધીમાં રૂના ભાવ ૧૮૦ થી વધીને ૨૧૮ થયા છે. લાલ વસ્તુમાં વિશેષ તેજી કરે.

૪ બુધવારે ચંદ્રગ્રહણ થાય તો સુવર્ણ (સોનું) સગ્રહ કરવાથી લાભ થાય. ચોખા ઘઉં વગેરે અનાજ, રૂ, સોનું, પિત્તળ, ધાતુ તેજ થાય. લાલ વસ્ત્ર સંગ્રહ કરવાથી લાભ થાય. સવંત ૧૯૫૦, ૬૭, ૭૪ અને ૭૭ માં એ યોગ બન્યો છે.

૫ ગુરૂવારે ચંદ્રગ્રહણ થાય તો પીળી, લાલ અને સુગંધી વસ્તુ તથા તેલ સંગ્રહ કરવાથી લાભ થાય, રૂમાં તેજી થાય.

૬ શુક્રવારે ચંદ્રગ્રહણ થાય તો ચાંદી, મોતી, શ્વેત કાપડના ભાવ તેજ થાય રૂના ભાવમાં ચાર મહિના સુધી

મંદી થાય, પછી તેજી થાય. સંવત ૧૯૫૬, ૭૬ અને ૮૮ માં એ યોગ બન્યો છે.

૭ શનિવારે ચંદ્રગ્રહણ થાય તો અલસી, એરંડા અને તેલમાં છ માસ પછી લાભ થાય. આ યોગ સંવત ૧૯૪૧, ૪૪, ૪૮, ૫૬, ૬૦, ૬૩ અને ૬૮ માં બન્યો છે.

**અપવાદ**—સં. ૧૯૯૧ માં પોષ સુદ ૧૫ શનિવાર પુનર્વસુ નક્ષત્રમાં ચંદ્રગ્રહણ થયું, ત્યારે એક માસ અગાઉથી તેલ, ઘી, અનાજ, રૂમાં સારી તેજી, સવાયા ભાવ થયા અને ગ્રહણ થઇ ગયા પછી વદ એકમે વરસાદ થયો તેથી વધેલા ભાવો ઘટી ગયા છે. ગ્રહણની અસર પ્રથમ થઇ ગઇ. જુવાર અફીણ વગેરે કાળી વસ્તુ તથા પીળાં, લાલ વસ્ત્ર તથા તાંબુ વગેરે ધાતુ સંગ્રહ કરવાથી બે માસમાં લાભ થાય.

સૂર્યગ્રહણ થયા પછી પંદર દિવસે ચંદ્રનું ગ્રહણ થાય તો ૧૫ દિવસ અગાઉથી દોઢ માસ સુધી ચાંદીમાં ૪-૫ ટકાની તેજી થાય. સંવત ૧૯૫૯, ૬૦ માં આ યોગ બન્યો છે.

સુદ ૧૪ નો ક્ષય હોય અને તે દિવસે ગ્રહણ થાય તો રૂમાં મોટી મંદી આવે. રૂના ભાવ રૂા. ૨૫૦) હોય તો ૫૦ ટકા લગભગ ઘટે છે. તેની અસર શરૂઆતથી દોઢ માસ સુધી રહે છે. સવંત ૧૯૫૫, ૭૬ અને ૮૮ ના ચૈત્ર માસમાં આ યોગ બન્યો છે.

## માસ ચંદ્રગ્રહણ અધિકાર

૧ કારતકમાં ચંદ્રગ્રહણ થાય તો સમુદ્રમાં વિગ્રહ થાય.

૨ માગશરમાં ચંદ્રગ્રહણ થાય તો ધાન્યમાં સાત મહિને લાભ થાય.

૩ **પોષમાં** ચંદ્રગ્રહણ થાય તો રસકસ તેજ થાય, રૂમાં ૩૦ થી ૩૫ ટકા તેજી થાય.

૪ **મહામાં** ચંદ્રગ્રહણ થાય તો રસ સંગ્રહવાથી શીઘ્ર લાભ મળે.

૫ **ફાલ્ગુનમાં** ચંદ્રગ્રહણ થાય તો રસકસ સંગ્રહવાથી આગળ ઉપર લાભ થાય. સંવત ૧૯૫૦, ૫૨, ૬૮ અને ૮૮ માં આ યોગ થયો છે.

૬ **ચૈત્રમાં** ચંદ્રગ્રહણ થાય તો ચોમાસામાં દુકાળ થાય.

૭ **વૈશાખમાં** ચંદ્રગ્રહણ થાય તો સર્વ જણસ મોંઘી થાય. રૂમાં ૨૫ થી ૩૦ ટકા આશરે તેજી થાય. સંવત ૧૯૪૮ માં એ યોગ બન્યો છે.

૮ **જેઠમાં** ચંદ્રગ્રહણ હોય તો રૂ અને અનાજ ખરીદ કરી સંગ્રહ કરવાથી લાભ થાય. સંવત ૧૯૨૦, ૫૬ અને ૬૬ માં આ યોગ બન્યો છે.

૯ **અષાડમાં** ચંદ્રગ્રહણ થાય તો રસકસ તેજ થાય. રૂમાં ૨૦-૨૫ ટકા તેજી થાય.

૧૦ **શ્રાવણમાં** ચંદ્રગ્રહણ થાય તો સર્વ વસ્તુ મોંઘી થાય. રૂમાં ૪૦-૫૦ ટકા તેજી થાય,

૧૧ **ભાદરવામાં** ચંદ્રગ્રહણ થાય તો ધાન્ય વેચી રસનો સંગ્રહ કરવો. રૂમાં ૨૦-૨૫ ટકા તેજી થાય.

૧૨ **આસોમાં** ચંદ્રગ્રહણ થાય તો કપાસ, રૂ, સૂતર વગેરે મોંઘાં થાય. રૂમાં ૪૦-૫૦ ટકા વધે

## સૂર્યગ્રહણ અને વારફળ

રવિવારે સૂર્યગ્રહણ થાય તો ઘી, તેલ, ખાંડમાં અઢી

મહિના સુધી ભાવ વધતા જાય. આ યોગ સંવત ૧૯૨૩ અને ૬૮ માં બન્યો છે.

મંગળવારે સૂર્યગ્રહણ થાય તો ચાર મહિના સુધી સર્વ વસ્તુમાં તેજી થાય. કપાસ તથા સફેદ વસ્તુનો સંગ્રહ કરવાથી બે મહિના પછી લાભ થાય. સંવત ૧૯૨૫ ના ભાદરવામાં, ૨૮ ના માગશરમાં, ૩૧ ના ચૈત્રમાં, ૪૭ ના અષાડમાં આ યોગ બન્યો છે. રૂ, સૂતર, કાપડ, ચાંદી, ગોળ, ખાંડ, ઘી, ઘઉં, ચોખા વગેરેમાં તેજી થાય છે. બે માસમાં લાભ થાય છે.

શનિવારે સૂર્યગ્રહણ થાય તો લાલ, પીળી વસ્તુમાં તેજી થાય. આ યોગ સંવત ૧૯૩૧ ના આસો અને ૫૪ ના માહ માસમાં બન્યો છે.

સૂર્યગ્રહણ થાય ત્યારે પંદર દિન અગાઉથી રૂ માં મંદી થાય. ગ્રહણ ખગ્રાસ હોય તો પૂરું અને અધૂરું હોય તો ઓછું ફળ મળે, સૂર્યગ્રહણને દિવસે વ્યતિપાત યોગ હોય તો રૂમાં વિશેષ તેજી કરે.

સોમવારનું સૂર્યગ્રહણ થાય તો ઘી, તેલ, અનાજ, અડદ અફીણ વગેરે કાળી વસ્તુ સંગ્રહ કરવાથી લાભ થાય.

બુધવારે સૂર્યગ્રહણ થાય તો જુઆર, બાજરી, મઠ, ચણા વગેરે ધાન્ય તથા કપાસ, કપડા, લવીંગ, અફીણ વગેરેમાં બે માસ પછી લાભ થાય.

## સૂર્યગ્રહણ માસ સંબંધી વિચાર

કાર્તિક માસમાં સૂર્યગ્રહણ થાય તો સુભિક્ષ–સુકાળ થાય. માગશરમાં થાય તો રસકસના ભાવ વધે.

પોષ માસમાં થાય તો ધાન્ય તેજી થાય.

મહા માસમાં થાય તો મધ્યમ ફળ થાય.

ફાલ્ગુનમાં થાય તો ધાન્ય બહુ તેજ થાય.

ચૈત્રમાં થાય તો સોનું અને અનાજનો સંગ્રહ કરવાથી જલદી લાભ થાય.

વૈશાખમાં હોય તો કપાસ, રૂ, સૂતર, કાપડ, તલ, તેલ સંગ્રહ કરવાથી લાભ થાય.

જેઠ માસમાં થાય તો અનાજ અવશ્ય સંગ્રહવું.

અષાડમાં થાય તો દુર્ભિક્ષ, રાજ્ય-વિગ્રહ થાય

શ્રાવણમાં થાય તો ધાન્ય વેચવું, જેથી લાભ થાય.

ભાદરવામાં થાય તો સુકાળ થાય

આસો મહિનામાં થાય તો ઘી, તેલના ભાવ વધે.

## ગ્રહણ અને નક્ષત્રયોગ—વિચાર

સૂર્ય કે ચંદ્રગ્રહણ પુનર્વસુ નક્ષત્રમાં થાય તો ચોખાના ભાવ વધે. રૂ, કપાસના ભાવ વધે

પૂર્વાફાલ્ગુનીમાં થાય તો રૂ, સૂતર, કાપડ તથા સર્વ પ્રકારનાં તેલમાં ભાવ વધે.

ઉત્તરાફાલ્ગુનીમાં થાય તો ચોખામાં તેજી થાય.

હસ્ત નક્ષત્રમાં થાય તો ચોખા અને ચણાના ભાવ વધે.

વિશાખામાં થાય તો રૂ, અડદ, ચણા અને લાલ વસ્તુના ભાવ વધે.

અનુરાધામાં થાય તો ચોખા, મકાઈ, જુવાર, તલમાં તેજી થાય.

જ્યેષ્ઠામાં ગ્રહણ થાય તો તાંબું વગેરે મોંઘું થાય.

શ્રવણ નક્ષત્રમાં ગ્રહણ થાય તો ઘઉં વગેરે અનાજ મોંઘાં થાય.

રોહિણી નક્ષત્રમાં સૂર્યગ્રહણ થાય તો કપાસ, રૂ, સૂતરના ભાવ તેજ થાય.

મૂળ નક્ષત્રમાં સૂર્ય કે ચંદ્રગ્રહણ થાય તો રૂ, કપાસના ભાવ તેજી થાય.

## ચાંદીમાં વધઘટ થવાના યોગ

શુક્ર પશ્ચિમમાં અસ્ત થાય તો ચાંદી પ્રારંભમાં તેજી કરે છે.

કુંભરાશિનો શનિ ચાંદીમાં તેજી કરે છે.

બુધ, ગુરૂનો પરસ્પર વેધ થાય તો તેજી કરે છે.

બુધ, ગુરૂ કે શુક્રમાંથી કોઇ ગ્રહ અસ્ત થાય ત્યારે ચાંદીમાં તેજી થાય છે.

મંગળ ધનરાશિ પર આવે ત્યારે ચાંદીમાં તેજી થાય છે.

મંગળ વક્રી થાય ત્યારે ચાંદીમાં તેજી થાય છે.

બુધ વક્રી થઇને અસ્ત થાય ત્યારે ચાંદીમાં તેજી થાય. પહેલે દિવસે જ થોડી ઘટીને પછી ભાવ વધતા જાય છે. બે ત્રણ ટકા તેજી થાય છે.

સુદ એકમ ને બુધવાર હોય તો ચાંદીમાં મંદી થાય છે.

ચૈત્ર સુદ એકમ બુધવારી હોય તો અવશ્ય બે ત્રણ ટકા ઘટે છે. સં. ૧૯૫૮ ભાદ્ર, ૧૯૬૦ જેઠ, ૧૯૯૨ માગશર સુદ ૧ બુધ, ચાંદી ૧૫ ટકા ઘટી, રૂ. ૬૫) ના રૂા. ૫૦) નો ભાવ થયો છે.

બુધ મીનરાશિ પર હોય તો ચાંદીમાં મંદી કરે છે.

ગુરૂ વક્રી થાય તો ચાંદીમાં તેજી કરે છે.

સિંહ અને કન્યાનો મંગળ ચાંદીમાં તેજી કરે છે.

સૂર્ય, બુધ એક રાશિ પર આવે ત્યારે ચાંદીમાં તેજી થાય.

સૂર્ય વરખરાશિ પર આવે ત્યારે ચાંદીમાં મંદી થાય.

સૂર્ય સિંહરાશિનો હોય અને મંગલ તથા ગુરૂ વક્રી થતો હોય ત્યારે ચાંદીમાં તેજી થાય છે.

બુધ ઉદય થાય તથા માર્ગી થાય ત્યારે ચાંદીમાં તેજી થાય.

ગુરૂ ઉદય હોય તથા માર્ગી હોય ત્યારે ચાંદીમાં તેજી થાય.

શુક્ર ઉદય હોય તથા માર્ગી હોય ત્યારે ચાંદીમાં તેજી થાય.

સૂર્યને શુક્ર કર્ક રાશિ પર હોય ત્યારે ચાંદીમાં તેજી થાય.

મંગળનો ઉદય ચાંદીમાં તેજી કરે.

શનિ માર્ગી હોય તો ચાંદીમાં મંદી કરે.

શુક્ર મીનરાશિ પર આવે ત્યારે ચાદીમાં શરૂઆતમાં તેજી થાય.

શુક્ર મેષરાશિથી ઉતરતાં ચાંદીમાં તેજી કરે.

ચંદ્ર ને શુક્રનો પરસ્પર વેધ થાય ત્યારે ચાંદીમાં મદી કરે.

બુધ ને શુક્રનો પરસ્પર વેધ થાય ત્યારે ચાંદીમાં મંદી થાય.

રાહુ સાથેનો વેધ ચાંદીમાં મંદી કર્તા છે

બુધ પશ્ચિમે અસ્ત હોય અને વક્રી હોય તે ટાઇમે ચંદ્રનો વેધ હોય તો ચાંદીમાં તેજી કરે.

મિથુન રાશિ પર રાહુ આવે ત્યારે ચાંદીમાં મોટી મંદી થાય (અગાઉથી જ વેચવી જોઇએ.)

કર્ક સંક્રાંતિ શનિવારી હોય તો સોના ચાંદીમાં મંદી થાય. (મંદીમાં ખરીદવાથી આગળ ઉપર લાભ થાય.)

રવિવારે ચંદ્રગ્રહણ થાય તો ચાંદીમાં મદી થાય, માટે પ્રથ-

મથી વેચવી જોઈએ. સંવત ૧૯૨૩ ભાદ્ર, ૨૮ અષાડ, ૩૩ ભાદરવો, ૩૬ માગશર, ૪૮ કાર્તિક, ૫૫ અષાડ, ૬૧ મહા, ૭૮ આસોમાં એ યોગ બન્યો છે. ગ્રહણ આગલી રાતનું કે પાછલી રાતનું, આખું, અધું કે ચતુર્થાંશ વગેરે જે પ્રમાણે હોય તે પ્રમાણે ઓછીવત્તી અસર જરૂર થાય છે.

સૂર્યગ્રહણ મંગળવારે થાય તો ચાંદી, રૂ, સૂતર, કાપડમાં અને ગોળ, ખાંડ, ઘી, ચોખામાં સાડાચાર મહિના સુધી તેજી રહે છે.

તુલા રાશિપર મંગલ વક્રી થાય તો સફેદ વસ્તુમાં તેજી કરે. શુક્રવારે ચંદ્રમાનો ઉદય (ચંદ્રદર્શન) થાય તો રૂ અને ચાંદીમાં તેજી થાય.

સોમવારી અમાવાસ્યા ચાંદીમાં મંદી કરે. પંદર દિન આગળ પાછળ મંદી થાય.

શુક્ર માર્ગી થાય તો ચાંદીમાં મંદી કરે.

કુંભરાશિ પર શુક્ર આવે ત્યારે ચાંદીમાં મંદી થાય.

શુક્ર પૂર્વમાં અસ્ત થાય ત્યારે ચાંદીમાં મંદી થાય.

વૃશ્ચિક રાશિનો શનિ ચાંદીમાં મંદી કરે.

બુધ, ગુરૂ કે શુક્ર ઉદય થાય ત્યારે ચાંદીમાં મંદી થાય.

શનિ માર્ગી થાય ત્યારે ચાંદીમાં મંદી કરે.

## મિલોના શેરોમાં મોટી વધઘટના ખાસ સંયોગો

બુધ સિંહરાશિ પર આવે ત્યારે શેરમાં મંદી થાય છે.

બુધ અસ્ત થાય ત્યારે શેરના ભાવ ઘટે છે.

કુંભરાશિનો ગુરૂ થાય ત્યારે પ્રારંભમાં ચાર માસ સુધી વધઘટ થઈને મંદી થાય છે. ડીફર્ડ જેવા મોટા શેરોમાં

૪૦૦ થી ૫૦૦ ટકા ઘટે છે. સંવત ૧૯૯૪ માં ૧૪૦૦ થી ઘટીને ૯૦૦ થયા છે. ત્યારબાદ બીજા ગ્રહોની અસર થતાં ભાવ સુધરીને ફરી ૧૫૦૦) થયા છે. બીજી વાર ઘટીને ૧૦૦૦ થયા છે. મોટી વધઘટ થાય છે.

કુંભરાશિનો શનિ થાય ત્યારે શેરના ભાવોમાં તેજી થાય છે. કુંભરાશિના અંતમાં શનિ આવે એટલે ત્રણ ચાર માસ બાકી હોય ત્યારે શેરોના ભાવો દોઢગણા થાય છે. ડીફર્ડના ભાવ રૂ. ૧૫૦૦) થી વધી તે રૂ. ૨૨૦૦) થયા છે. સંવત ૧૯૯૩ના પોષ, મહા, ફાગણમાં આ યોગ બન્યો છે.

મીનરાશિનો શનિ થતાં શરૂઆતમાં શેરના ભાવો ઘટે છે. (કુંભરાશિના અંતમાં વધેલા ભાવો ઘટે છે.)

બુધ વક્રી થાય ત્યારે શેરમાં તેજી થાય.

શુક્ર ધનરાશિ પર આવે ત્યારે શેરમાં તેજી થાય.

કર્કરાશિનો શુક્ર શેરમાં તેજી કરે છે. શુક્ર કુંભ રાશિનો હોય અને તે સમયે શનિ અસ્ત હોય તો શેરમાં મંદી કરે.

શનિ વક્રી ધનરાશિ ઉપર થાય તો પહેલાં શેરોમાં મંદી થાય, પછી તેજી થાય અને પાછળથી મંદી થાય.

શનિ વક્રી તુલારાશિ પર આવે ત્યારે બે માસ તેજી થાય, પછી મંદી થાય.

સુદ ૧૫ શુક્રવારી હોય તો શેરમાં તે દિવસે જ સારી તેજી થાય.

શનિ વક્રી થાય ત્યારે શેરમાં ૨૦૦–૨૫૦ ટકાની તેજી થાય.

પંચક નક્ષત્ર (કુંભના ચંદ્રમા) ૫૦ ઘડી પછી બેસે

અને મેષનો ચંદ્રમા પણ રાત્રે બેસે તો શેરના ભાવ એક માસ સુધી વધીને તેજી થાય.

મીનરાશિમાં સૂર્ય, બુધ ભેગા થાય ત્યારે શેરના ભાવ ઘટે.

કુંભરાશિના સૂર્ય–કુંભ સંક્રાંતિમાં શેરના ભાવ વધે.

કુંભરાશિનો બુધ કે શુક્ર થાય ત્યારે શેરમાં મંદી આવે.

કુંભરાશિનો મંગળ થાય ત્યારે શેરમાં સારી તેજી થાય.

રાહુ અને ચંદ્રના યોગમાં શેરમાં બે દિવસ મંદી થાય.

બુધ, ગુરૂ અથવા શુક્ર વક્રી હોય અને સૂર્ય સાથે ચુતી થાય ત્યારે શેરમાં પહેલેથી તેજી થાય. ચુતી થયા બાદ ધીમે ધીમે ભાવ ઘટતા જાય.

શનિ અને મગળ, શનિ અને ગુરૂ, રાહુ અને ગુરૂ, ગુરૂ અને કેતુ, ગુરૂ અને મંગળ એકત્ર થાય ત્યારે શેરના ભાવોમાં તેજીની કે મંદીની અસર જરૂર થાય છે. તે ટાઇમે બજારનું વાતાવરણ જોઈ વેપાર કરવાથી લાભ થાય.

## ઘી, તેલ, ગોળ વિષયક તેજીમંદી વિચાર

સુદ ૨ બુધ, સુદ છઠ રવિ, સુદ ૧૦ ગુરૂવાર હોય તો ઘીના ભાવો વધે છે. આ યોગ ઘણીવાર મળે છે.

ધનરાશિ પર ગુરૂ આવે ત્યારે ગોળની નિપજ ઘણી થાય છે. કાર્તિક માસમાં ઘી સંગ્રહ કરી ચૈત્રમાં વેચવું જોઇએ. સંવત ૧૯૪૫, ૫૭, ૬૮ તેમજ ૧૯૯૩માં આ યોગમાં ગોળની નિપજ ઘણી થઇ. બંગાળી મણ ૧) ના ભાવ રૂ. ૩) હતા. અને મકર પર ગુરૂ આવતા બમણા ભાવ થયા છે.

મહા સુદ ૧૫નું ગ્રહણ હોય તો રસકસનો સંગ્રહ કર-

વાથી લાભ થાય. આ યોગ સંવત ૧૯૨૫, ૪૪, ૬૧, ૬૩ માં બન્યો છે.

કાર્તિક વદ ૦)) નું ગ્રહણ થાય તો ઘીના ભાવ ઘટી જાય. સંવત ૧૯૫૮, ૬૯ માં તેમ થયું છે.

વૃશ્ચિક સંક્રાંતિ બુધવારી થાય તો ધાન્ય અને ઘીના ભાવ વધે. ગુરૂવારી થાય તો અનાજ તેજ થાય, રસકસમાં મંદી થાય.

શુક્રવારી સંક્રાંતિથી ઘી અને ચોખાસાં મંદી થાય.

સિંહરાશિનો ગુરૂ થાય ત્યારે ઘીમાં મોટી મંદી આવે, બંગાળી મણ ૧) ના ભાવ રૂ. ૭૨) હોય તો ઘટીને રૂ. ૫૨, થાય. લગભગ ૨૦ ટકા ઘટે.

પોષ સુદ ૧૫ નું ગ્રહણ રસકસ, રૂ, સૂતરમાં તેજી કરે.

પોષ સુદ ૧૩ મંગળવારી કે શનિવારી હોય તો ઘી, અને ઘઉં સંગ્રહ કરવાથી લાભ થાય

કુંભસંક્રાંતિ ગુરૂવારી થાય તો રસકસ તેજ થાય.

મીન સંક્રાંતિ રવિ, મંગળ કે શનિવારી બેસે તો ઘી, રસકસ તથા રૂમાં તેજી થાય. ગુરૂવારી હોય તો રસકસમાં મંદી થાય.

કર્કરાશિનો ગુરૂ, મીનનો શનિ, તુલાનો મંગળ થાય તો તે ગોળ, ઘી, ધાન્યમાં તેજી કરનાર છે.

રવિવારે સૂર્યગ્રહણ થાય તો ઘી, તેલ, ખાંડમાં અઢી માસમાં લાભ થાય.

વૃશ્ચિકરાશિના ગુરૂમાં પહેલા ૭ માસ સુધી સોના, ચાંદી, ઘી અને રૂમાં તેજી થાય.

મીનરાશિના ગુરૂમાં તલ, તેલ અને ઘીમાં મંદી થાય, પછી તેજી થાય સફેદ વસ્તુમાં મંદી થાય.

વર્ષનો રાજા રવિ હોય તો ઘી, ગોળ, તેલ, ધાન્ય અષાઢ સુદ ૧ થી એક માસ તેજી રહે.

વર્ષનો રાજા બુધ હોય તો ઘી, તેલ, કપાસિયા, ગોળ, એરંડા, ખાંડ અગાઉથી વેચવાથી લાભ થાય, અર્થાત્ ભાવ ઘટતા જાય.

તુલાસંક્રાંતિ મંગળવારી થાય તો ગોળના ભાવ વધે.

વર્ષનો રાજા મંગલ હોય તો ગોળ, ખારેક, કપાસિયાનો સંગ્રહ કરવો, તે ભાદરવામાં વેચવો જોઈએ.

વર્ષનો રાજા ગુરૂ હોય તો ગોળ, ઘઉં, તેલ, ખાંડ, કપાસિયા, હળદરમાં મંદી થાય.

ફાગણ સુદ ૧૫ રવિ, મંગલ કે શનિવારી હોય તો ઘઉંનો સંગ્રહ કરવો. ચૈત્ર માસમાં ઘી, ઘઉં, ચોખામાં તેજી થાય.

ચૈત્ર માસમાં શુક્ર અને શનિ એકત્ર થાય તો ઘી, તેલમાં તેજી થાય.

વૃષસંક્રાંતિ શનિ, રવિ કે મંગળવારી થાય તો ગોળ, ઘી, રૂ, સુતર, કરિયાણાંના ભાવ વધે શુક્રવારી હોય તો મંદી થાય.

સોમવારે સૂર્યગ્રહણ હોય તો ઘી, તેલ, અફીણ, આદિ વસ્તુઓ સંગ્રહ કરવાથી લાભ થાય.

ચંદ્રગ્રહણ શનિવારે થાય તો અળસી, સરસવ, એરંડા, તલ, આદિ સંગ્રહ કરવાથી ૭ માસ પછી લાભ થાય. આ યોગ સંવત ૧૯૪૨, ૪૪, ૪૮, ૫૬, ૬૦, ૬૩, ૬૮માં બન્યો છે.

સૂર્યગ્રહણ મંગળવારે થાય તો ગોળ; ખાંડ, ઘી, ઘઉં, ચોખામાં તેજી થાય.

કોઈ પણ પખવાડિયામાં દશમ કે તેરશ તિથિનો ક્ષય થાય તો ઘીના ભાવ વધે.

એક મહિનામાં બે ચોગ તૂટે તો ઘીમાં તેજી થાય અને ચોગ વધે તો મંદી થાય.

ચૌદશની ઘડીઓથી પૂનમની ઘડીઓ વધે તો ઘીમાં મંદી થાય.

કારતક વદ ૧૦ શનિવારી અને મઘા નક્ષત્ર હોય તો ચાર માસમાં ઘીની તેજી થાય.

અમાવાસ્યાની ઘડીઓ કરતાં પૂનમની ઘડીઓ વધારે હોય તો ઘીની તેજી થાય.

શુકલ પક્ષમાં ક્રૂરવાર (સૂર્ય, મંગલ, શનિ) માં ચોગ તૂટે તો પૂરા ચોગ સમજવા. કૃષ્ણ પક્ષમાં ચોગ તૂટે તો અર્ધા ચોગ ઘીની તેજી માટે સમજવા. શુકલ પક્ષમાં ચતુર્થી તૂટે તો ઘીની તેજી થાય.

પોષ વદ ૧૨ જ્યેષ્ઠા નક્ષત્ર અને બુધવાર હોય તો ઘીની તેજી થાય.

## સંક્રાંતિ વિચાર

સંક્રાંતિ સમય, જે વાહન, આયુધ, વસ્ત્ર, વિલેપન, ભક્ષ્ય, પાત્ર આદિનો સ્વીકાર કરે તે તે વસ્તુનો નાશ થાય એટલે ઘટવધ થઇ મોંઘી થાય.

સંક્રાંતિ પંદર મુહૂર્ત હોય તો ધાન્યનાં ભાવ વધે. ૩૦ મુહૂર્તમાં સાધારણ, ૪૫ મુહૂર્તમાં મંદી થાય.

ઊભી સંક્રાંતિ રવિવારે થાય તો ઘીના ભાવ વધે. મંગળવારે થાય તો ઘઉં તથા લાલ વસ્તુના ભાવ વધે.

સંક્રાંતિ સમય સૂર્ય તથા ચંદ્ર એકત્ર હોય તો ચાંદીના ભાવ વધે.

સંક્રાંતિ અને અમાવાસ્યા એકવારી હોય તો ચાંદીના ભાવ વધે.

સંક્રાંતિ સમય ચંદ્રમા ૧-૨-૪-૬-૭-૮-૧૦-૧૨ રાશિ પર હોય તો ચાંદીમાં તેજી થાય છે.

## સંક્રાંતિ અને વારફળ અધિકાર

કારતક માસમાં વૃશ્ચિક સંક્રાંતિ બુધવારી હોય તો; અનાજ, ઘીમાં તેજી થાય. ગુરૂવારી હોય તો અનાજમાં તેજી, રસકસ મંદા થાય. શુક્રવાર હોય તો ઘી, ચોખામાં તેજી થાય. રવિ, ગુરૂ, શુક્ર કે મંગળવારી હોય તો રૂમાં ૩૦-૩૫ ટકા તેજી થાય.

ધન સંક્રાંતિ ક્રૂરવારે (શનિ, રવિ, મંગળવારે) લાગે તો કપાસ, સૂતર, કાપડ, ઘી, તલ, તેલ, સોના વગેરેના ભાવ તેજ થાય, જેથી પ્રથમ ખરીદનારને લાભ થાય.

ધન સંક્રાંતિ શનિ, રવિ, સોમ કે મંગળવારે થાય તો રૂમાં ૪૦-૫૦ ટકા તેજી થાય.

ધન સંક્રાંતિ શુક્રવારી હોય તો રૂમાં ૪૦ થી ૫૦ ટકા મંદી થાય.

મકર સંક્રાંતિ શનિવારે થાય તો ધાન્ય, ધાતુમાં તેજી થાય. રવિવારે હોય તો અનાજ, કપાસ તથા લાલ વસ્તુમાં તેજી થાય. સોમવારે હોય તો જુવાર, બાજરી, ચણા વગેરેની ખેતીમાં નુકશાન થાય. મંગળવારે હોય તો ધાન્યમાં તેજી થાય. પંદર મુહૂર્તની હોય તો ચાર-પાંચ માસ સુધી અનાજના ભાવ વધતા જાય. સોમ કે ગુરૂવારી હોય તો અનાજના ભાવ ઘણા ઘટી જાય.

મકર સંક્રાંતિના દિવસે ચંદ્રમા કર્ક રાશિનો હોય તો

કપાસ, સૂતર, કાપડ, તલ, તેલ, વગેરે સંગ્રહ કરવાથી ૫-૬ મહિને લાભ થાય.

મકર સંક્રાંતિ ગુરૂ કે શુક્રવારી હોય તો રૂમાં ૨૫ થી ૩૦ ટકા મંદી થાય.

મકર સંક્રાંતિના દિવસે સૂર્યસ્વર ચાલે તો અને કર્ક સક્રાંતિમાં ચંદ્રસ્વર ચાલે તો તે મનુષ્યને છ-છ મહિના સુધી શુભ થાય.

કુંભ સંક્રાંતિ બુધવારે થાય તો ધાન્ય સસ્તું થાય. સંવત ૧૯૬૪, ૭૦ અને ૭૫ માં આ પ્રમાણે થયું હતું. ગુરૂવારે થાય તો જુવાર, બાજરી, રસકસના ભાવ વધે. સંવત ૧૯૬૫, ૭૬ માં આ પ્રમાણે થયું. સોમ કે શુક્રવારે હોય તો રૂ, ચોખા, ચાંદી, સફેદ વસ્તુમાં તેજી થાય. સંવત ૧૯૬૦, ૬૫, ૭૧, ૭૭, ૮૮ માં આ પ્રમાણે થયું હતું.

મીન સંક્રાંતિ રવિ, મંગલ, શનિવારે બેસે તો ઘી, રસકસ, રૂ તેજ થાય. શુક્રવારી હોય તો પણ રૂના ભાવમાં ૨૫ થી ૩૦ ટકા તેજી થાય. ગુરૂવારે બેસે તો રસકસના ભાવ ઘટે

મીન સંક્રાંતિ શનિવારી હોય તો સમુદ્રમાં ઉત્પન્ન થનારી વસ્તુઓ—સીપ, મોતી, શંખાદિનો નાશ થાય.

મીન સંક્રાંતિ મંગલવારી હોય તો સોનાના ભાવ વધે

મીન સંક્રાંતિ રવિવારી હોય તો તેલ-ઘી મોઘાં થાય.

મીન સંક્રાંતિ શુક્ર કે બુધવારી હોય તો ધાન્ય વગેરે સસ્તાં થાય.

મેષ સંક્રાંતિ રવિવારે અને મંગળવારે થાય તો હાથીદાંત, મજીઠ, કેશર, તેલમાં તેજી થાય સોમવારે થાય તો રૂમાં ૨૦-૨૫ ટકાની તેજી થાય. વૃષભ સંક્રાંતિ સમયે ચંદ્રમા

વૃશ્ચિકનો હોય તો રૂમાં તેજી થાય. છે. શનિ, રવિ મંગળવારે થાય તો ગોળ, રૂ, સૂતર, અનાજ, ઘી, કરીઆણું વગેરેના ભાવ વધે છે. સોમવારી હોય તો ધાન્ય મોંઘું થાય, અને રૂમાં ૧૫ થી ૨૫ ટકા વધે છે. ગુરૂવારી કે શુક્રવારી હોય તો ઘી, ગોળમાં મંદી થાય.

મિથુન સંક્રાંતિ સોમ, ગુરૂ કે શુક્રવારી હોય તો રૂમાં ૨૫ ટકા આશરે તેજી થાય.

કર્ક સંક્રાંતિ ચતુર્થી, અષ્ટમી કે ચતુર્દશીએ થાય તો ધાન્યના ભાવ તેજ થાય. શનિવારી હોય તો ધાન્યના ભાવ તેજ થાય તથા સોના ચાંદીમાં મંદી થાય. પ્રથમથી ખરીદ કરેલું અનાજ તેજી થયે વેચવાથી અને ઘટ્યા ભાવે ધાતુ ખરીદ કરવાથી લાભ થાય. શનિ, રવિ, મંગળ કે સોમવારી હોય તો રૂમાં ૨૦-૨૫ ટકા તેજી થાય.

કર્ક સંક્રાંતિના દિવસે વૃષ્ટિ થાય તો ધાન્ય સસ્તું થાય; ભરણી, મઘા અને ચિત્રા નક્ષત્રમાં થાય તો ધાન્યના ભાવ તેજ થાય છે. સોમ, બુધ કે શુક્રવારી હોય તો ધાન્ય સસ્તું થાય.

સિંહ સંક્રાંતિ શ્રાવણ સુદમાં થાય તો વરષાદની ખેંચ રહે. શનિ, રવિ, મંગળવારે થાય તો મગ, અડદ, ચણા અને ચોખાના ભાવમાં તેજી થાય છે, એક માસ સુધી તેજી રહે. ગુરૂવારી હોય તો ઘી સસ્તું અને ગોળ તથા તેલમાં તેજી થાય છે. સંક્રાંતિના દિવસે વૃષ્ટિ થાય તો ધાન્યની અનંત હાનિ થાય છે. શનિવારી સક્રાંતિ થાય તો રૂમાં ૨૫-૩૦ ટકા તેજી થાય છે.

કન્યા સંક્રાંતિ, શનિવારી કે મંગળવારી બેસે તો અલ્પ વૃષ્ટિ થાય. અને ધાન્ય મોંઘું થાય.

તુલા સંક્રાંતિ રવિવારી હોય તો ઘઉં અને ચણાના પાકને નુકશાન થાય. શનિવારી હોય તો ઘી ધાન્ય અને સરસવના ભાવમાં તેજી થાય. બુધવારી હોય તો ચોખા, જુવાર, બાજરી વગેરે ધાન્ય ઘણું પાકે. ગુરૂવારી કે સોમવારી હોય તો ધાન્ય સસ્તું થાય. કપાસના ભાવ ઘટે, રૂમાં મંદી થાય. મંગળવારી હોય તો ચોખાની વૃદ્ધિ થાય અને ધાન્યની તેજી થાય. ગોળના ભાવ વધે. આ દિવસે વરસાદ થાય તો તલ, તેલ, એરંડા, અડદ, મગ, વગેરે સંગ્રહ કરી પાંચ માસે વેચવાથી લાભ થાય. ધાન્ય ઘણું પાકે. શુક્રવારે થાય તો અનાજ સસ્તું થાય અને કપાસના ભાવ વધે. રૂમાં ૩૦–૩૫ ટકાની તેજી થાય.

## [1]સંક્રાંતિ સમયે ચંદ્રની રાશિનો વિચાર

મેષ સંક્રાંતિના દિવસે તુલાનો ચદ્ર હોય તો અનાજ સંગ્રહ કરી છઠ્ઠે મહિને વેચવાથી લાભ થાય.

વૃષભ સંક્રાન્તિના દિવસે વૃશ્ચિકનો ચંદ્ર હોય તો એક જ માસમાં અનાજ મોંઘું થાય અથવા ચોથે મહિને લાભ થાય.

મિથુન સંક્રાન્તિ ધનના ચંદ્રમા થાય તો તલ, તેલ અને ધાન્યનો સંગ્રહ કરવાથી ચાર માસમાં લાભ થાય.

કર્ક સંક્રાન્તિ મકરના ચંદ્રમાં થાય તો ભયંકર દુકાળ થાય, ચાર માસ સુધી ભારે મોંઘવારી રહે.

---

૧ સક્રાંતિ સમયે ચંદ્રની રાશિફલવિચાર સંબધીનો લેખ મુબઈ, માંડવી શ્રી અનંતનાથજી દહેરાસરજીના જ્ઞાનભંડારની હસ્તલિખિત જૂની પ્રત ઉપરથી ઉપયોગી જાણી અહીં પ્રસિદ્ધ કર્યોછે.

સિંહ સંક્રાન્તિને દિવસે કુંભનો ચંદ્ર હોય તો અનાજના ભાવ ૭ મહિને બમણા થાય.

કન્યા સંક્રાન્તિ મીનના ચંદ્રમાં હોય તો સઘળી વસ્તુ મોંઘી થાય, વિગ્રહ થાય.

તુલા સંક્રાન્તિ મેષના ચંદ્રે થાય તો ધાન્યના ભાવમાં બે મહિને અથવા પાંચ મહિને લાભ થાય.

વૃશ્ચિક સંક્રાન્તિ વૃષભના ચંદ્રમાં હોય તો સર્વ ધાન્ય ખરીદવાથી બે માસમાં લાભ થાય.

ધન સંક્રાન્તિ મિથુનના ચંદ્રમા હોય તો સર્વ ધાન્ય તથા ઘી, સૂતર ખરીદવાથી પાંચ માસે લાભ થાય.

મકર સંક્રાન્તિને દિવસે કર્કનો ચંદ્ર હોય તો ગોળ, ઘી, કપાસિયામાં પાંચ માસે લાભ થાય.

કુંભ સંક્રાન્તિને દિવસે સિંહનો ચંદ્ર હોય તો ધાન્યમાં ચાર તથા પાંચ માસે લાભ થાય.

મીન સંક્રાન્તિને દિવસે કન્યાનો ચંદ્ર હોય તો ચાર માસમાં અનાજ ઘણું મોંઘું થાય.

ઉદય અસ્ત ગ્રહફળ

રૂના ભાવ ખાંડી ૧ ના રૂા. ૨૦૦ હોય ત્યારે નીચે પ્રમાણે વધઘટની અસર અડસટા રૂપે થાય.

૧ શુક્રનો પૂર્વમાં અસ્ત હોય તો રૂમાં ટકા ૨૫થી ૩૦ના આશરે મંદી થાય.

૨ શુક્રનો પશ્ચિમમાં અસ્ત હોય તો રૂમાં વધઘટ થઈ ટકા ૩૦-૩૫ આશરે મંદી થાય.

૩ શનિનો પશ્ચિમમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૦ થી ૨૫ ના આશરે મંદી થાય.

૪ શનિનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૧૫ થી ૨૦ તેજી થાય.

૫ ગુરૂનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ તેજી થાય.

૬ ગુરૂનો પશ્ચિમમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ તેજી થાય.

૭ મંગળનો અસ્ત થાય તો ટકા ૩૦ થી ૩૫ મંદી થાય.

૮ વક્રી શુક્રનો અસ્ત થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ તેજી થાય.

૯ બુધનો પશ્ચિમે અસ્ત થાય તો પહેલાં તેજી થઇ પછી ટકા ૧૫ ની ઘણું કરીને મંદી થાય.

૧૦ શનિનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૨૦ થી ૨૫ ની મંદી થાય

૧૧ બુધનો પશ્ચિમમાં ઉદય થાય તો દિવસ બે પછી ટકા ૧૫ના આશરે મંદી થાય.

મેષ, સિંહ, તુલા અને ધન આ ચાર રાશિનો સૂર્ય રૂમાં તેજીકર્તા છે.

વૃષભ, મિથુન અને વૃશ્ચિક આ ત્રણ રાશિનો સૂર્ય રૂમાં મંદી કરનાર છે.

કર્ક, કન્યા, મકર, કુંભ અને મીનનો સૂર્ય થાય ત્યારે રૂમાં વધઘટ થતી નથી.

કોઇ પણ રાશિમાં સૂર્યની સાથે રાહુ હોય તો રૂમાં ૨૫–૩૦ ટકાની મંદી થાય. બીજા યોગો તેજીના હોય-તો સાધારણ મંદી થાય, પણ ભાવ વધે નહિ.

**મંગળ**–મેષ, વૃષભ, મિથુન, સિંહ, કન્યા, તુલા, ધન,

કુંભ અને મીન રાશિમાં મંગળ આવે ત્યારે રૂમાં તેજી થાય. કર્ક અને મકર રાશિનો મંગળ રૂમાં મંદી કરે. વૃશ્ચિક રાશિનો મંગળ થોડી વધઘટ કરે.

શુક્ર—મેષ, વૃષભ, મિથુન, કન્યા, તુલા, ધન અને મીન રાશિનો શુક્ર થાય ત્યારે રૂના ભાવમાં મંદી થાય. કર્ક, સિંહ, મકર, કુંભનો શુક્ર રૂમાં તેજી કરે. વૃશ્ચિક રાશિનો શુક્ર વધઘટ કરે, જેટલું વધે તેટલું ઘટે, અને જેટલું ઘટે તેટલું વધે.

## ગ્રહોની ગતિ

સૂર્ય, બુધ, શુક્ર એક રાશિમાં એક માસ રહે છે.

મંગળ દોઢ માસ, અને ચંદ્ર સવા બે દિવસ રહે છે.

સુદ ૨ નો ચંદ્ર પંદર દિવસ ફળ આપે, પૂનમનો ચંદ્ર એક માસ સુધી ફળ આપે.

ગુરૂ યા બૃહસ્પતિ એક રાશિમાં ૧૩ માસ રહે છે.

શનિ એક રાશિમાં અઢી વરસ રહે છે.

રાહુ, કેતુ એક રાશિમાં દોઢ વરસ રહે છે.

બુધ, સિંહ રાશિમાં, કન્યા રાશિમાં અને મીન રાશિ પર આવે ત્યારે પ્રારંભમાં પંદર દિવસમાં રૂમાં ૮–૧૦ ટકાની મંદી થાય છે.

બુધ પુનર્વસુ નક્ષત્ર પર આવે ત્યારે રૂમાં મંદી કરે છે.

મેષ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, મકર, કુંભ અને મીન રાશિ પર બુધ આવે ત્યારે રૂમાં મંદી કરે છે. વૃષભ, તુલા, વૃશ્ચિક, ધન રાશિનો બુધ રૂમાં તેજી કરે છે.

## શનિશ્ચર વિચાર

એક રાશિ પર શનિશ્ચર અઢી વર્ષ સુધી રહે છે. એરંડા

સરસવ, તલ, તેલ વગેરેનો સ્વામી શનિશ્ચર છે. તેથી તેલી પદાર્થના ભાવમાં વધઘટની અસર શનિની સ્થિતિ પર અવલંબે છે.

વર્ષનો રાજા શનિ હોય તો ધાન્યમાં તેજી થાય. અગાઉથી સંગ્રહ કરેલું અનાજ હોય તે શ્રાવણ અથવા માગશરમાં વેચવું. સંવત ૧૯૨૬, ૩૩, ૩૬, ૩૭, ૪૦, ૫૦, ૫૩, ૬૩ અને ૬૭માં આ યોગ બન્યો છે.

તુલા રાશિ પર શનિ ૧૫ અંશ થયા પછી રૂમાં મંદી થાય છે.

અશ્લેષા નક્ષત્ર પર શનિ આવે તો રૂમાં મંદી થાય.

વૃશ્ચિક પર શનિ આવે ત્યારે રૂ અને ચાંદીમાં મંદી થાય.

કુંભરાશિમાં શનિ આવે ત્યારે રૂમાં તેજી થાય છે. શરૂઆતમાં છ માસ સુધી તેજી રહે છે. પછી ધીમે ધીમે ભાવ ઘટતા જાય છે.

કુંભરાશિના અંતમાં એટલે ચાર છ માસ બાકી હોય ત્યારે શરના ભાવમાં તેજી ચાલુ થાય છે. લગભગ ચાર માસમાં બમણા ભાવ થાય છે. સંવત ૧૯૯૩ માં આ યોગ થયો છે.

શનિ મકરરાશિ પર રૂ તેજી કરે છે. સંવત ૧૯૧૯, ૨૯, ૫૯, ૮૯ માં આ યોગ થયો છે.

શનિ કન્યારાશિ પર આવે ત્યારે અઢી વર્ષમાં વધઘટ થઈને સો ટકા તેજી થાય છે. સંવત ૧૯૪૭, ૭૭ અને ૭૮ માં એ યોગ બન્યો છે.

મકરરાશિ પર શનિ, મંગળ એકત્ર થાય ત્યારે રૂમાં તેજી કરે. મીન રાશિ પર સંવત ૧૯૬૬ માં એકત્ર થયા ત્યારે

૫૦) ટકા વધ્યા. મિથુન રાશિ પર સંવત ૧૯૭૨ માં વર્ષાકાલમાં એકત્ર થતાં ૨૫ ટકા વધ્યા. સંવત ૧૯૮૮ ના પોષ સુદમાં મકરરાશિ પર મંગલ, શનિ એકત્ર થતાં ૧૯૨) ના વધીને ૨૪૦) ના ભાવ દોઢ માસમાં થયા છે.

ગુરૂ અને શનિ તુલા રાશિ પર એકત્ર થાય તો રૂમાં મંદી કરે.

કન્યારાશિ પર શનિ હોય અને મીનનો ગુરૂ હોય તો રૂમાં ૭૫ થી ૧૦૦ ટકા તેજી થાય છે.

કુંભરાશિનો શનિ ચાંદીમાં તેજી કરે છે.

ધનરાશિનો શનિ વક્રી થાય ત્યારે શેરમાં ઘટવધ કરે. પહેલી મંદી, પછી તેજી-ફરી મંદી કરે.

## રાહુ ફળ વિચાર

રાહુ વૃષભરાશિ પર આવે ત્યારે ૧૨ માસમાં સો ટકાની તેજી રૂમાં થાય છે.

રાહુ મિથુનરાશિ પર રૂમાં મંદી કરે છે.

રાહુ કર્કરાશિ પર રૂમાં મંદી કરે છે.

રાહુ વૃશ્ચિકરાશિ પર આવે ત્યારે રૂમાં તેજી થાય છે.

રાહુ મિથુનરાશિ પર આવે ત્યારે ચાંદીમાં મોટી મંદી આવે છે.

રાહુ અથવા કેતુ મીન તથા કન્યારાશિ પર હોય ત્યારે અળશીમાં મંદી થાય છે.

કન્યારાશિ પર રાહુ હોય અને મંગળ સાથે થાય ત્યારે દોઢ માસમાં ટકા ૫૦ ની તેજી રૂમાં થાય.

સૂર્ય, રાહુ એક રાશિ પર આવે ત્યારે રૂમાં મંદી થાય અને એક નાડી પર આવે ત્યારે ૨૫-૩૦ ટકા ઘટે.

મંગળ, રાહુ એક રાશિ પર હોય ત્યારે કાપડ તથા મીલના શેરમાં મંદી થાય છે.

રાહુ મંગળ તથા કેતુ મંગળ એકત્ર થયા હોય અને તે પક્ષમાં તિથિ ઘટે તો રૂમાં ૧૫ ટકા મંદી થાય.

હસ્ત તથા ઉત્તરાભાદ્ર પર રાહુ અથવા કેતુ હોય તો રૂમાં તેજી થાય છે.

## રાશિ ઉપર એકત્ર થતા ગ્રહોનું ફળ

ગુરૂ અને રાહુ, શનિ અને ગુરૂ, મંગળ અને શનિ, ગુરૂ અને શુક્ર, કોઈ પણ રાશિમાં ભેગા થાય તો રૂમાં તેજી કરે.

શુક્રથી ગુરૂ આગળ હોય તો રૂમાં તેજી કરે.

શનિ અને મંગળ એકબીજાથી સાતમી રાશિ ઉપર હોય તો રૂમાં ઘણી ઘટવધ થાય.

શુક્રથી ગુરૂ આગળ હોય તો સફેદ વસ્તુમાં તેજી થાય.

સૂર્ય, રાહુ એક રાશિ ઉપર ભેગા થાય તો રૂમાં ૨૫-૩૦ ટકાની મંદી થાય. રૂના ભાવ ૩૦૦) હોય તો ટકા ૫૦)ની મંદી થાય.

બુધ શુક્રની યુતિ થાય ત્યારે રૂમાં મંદી થાય. અળશીમાં સારી મંદી થાય. ચાંદીમાં પણ સારી અસર કરે.

બુધ અને શુક્ર એક રાશિના હોય અને જુદા પડે ત્યારે રૂમાં તેજી થાય છે.

સૂર્ય બુધની યુતિ થાય ત્યારે પહેલાંથી રૂમાં તેજી કરે અને યુતિ થયા પછી મંદી કરે.

મંગળ સાથે કોઈ ક્રૂર ગ્રહ હોય તો રૂમાં તેજી થાય.

મેષ રાશિમાં સૂર્ય શુક્ર સાથે થાય તો રૂમાં ૨૫-૩૦ ટકા મંદી થાય.

બુધ, ગુરૂ, શુક્ર, શનિ ભેગા થાય ત્યારે ચાંદીમાં ભારે ઉથલપાથલ થાય.

શુક્ર શનિ ભેગા થાય ત્યારે અળશીમાં ભારે વધઘટ થાય.

સૂર્ય, શુક્ર, ગુરૂ, શનિ અને રાહુ એ પાંચ ગ્રહો એકત્ર થાય તો વરસાદ થવો દુષ્કર થાય, અને સર્વ અનાજના ભાવ વધે.

સૂર્ય, બુધ, ગુરૂ, શુક્ર એકત્ર થાય તો ધાન્યમાં મંદી થાય.

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર એકત્ર થાય તો વૃષ્ટિ થાય.

મંગળ, ગુરૂ, શુક્ર, શનિ એકત્ર થાય તો દુર્ભિક્ષ, અનાવૃષ્ટિ થાય.

મંગળ, શુક્ર, શનિ, રાહુ એકત્ર થાય તો અનાવૃષ્ટિ થાય.

સૂર્ય, બુધ, ગુરૂ, શનિ, રાહુ એકત્ર થાય તો દુર્ભિક્ષ થાય.

સૂર્ય, બુધ, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર અને શનિ આ સાત ગ્રહો એકત્ર થાય તો ગોળ યોગ થાય-દુર્ભિક્ષ થાય. આ યોગથી સંવત ૧૯૫૬ માં ભયંકર દુષ્કાળ પડયો હતો.

સૂર્ય, બુધ, શુક્ર, શનિ, રાહુ અને ચંદ્ર આ છ ગ્રહો એકત્ર થવાથી ઘણા દેશોમાં હિમ પડયું, ધરતીકંપ થયો, રૂમાં ૧૮૦ થી વધીને ૨૧૮ થયા. સંવત્ ૧૯૯૦ મહા સુદ પૂનમે આ યોગ હતો.

## ઉદય અસ્ત ગ્રહફળ અધિકાર

૧ શુક્રનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ મંદી થાય.

૨ શનિનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૨૦ થી ૨૫ મંદી થાય.

૩ શુક્રનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં વધઘટ થઈને ટકા ૩૦ થી ૩૫ના આશરે મદી થાય.

૪ બુધનો પશ્ચિમે અસ્ત થાય તો પહેલાં તેજી થઈ ટકા ૧૫-૨૦ ની મંદી થાય.

૫ મંગળનો અસ્ત થાય તો ટકા ૫૦ના આશરે મંદી થાય.

૬ વક્રગતિએ થયેલા શુક્રનો અસ્ત થાય તો રૂમાં ટકા ૫૦ ના આશરે તેજી થાય.

૭ શનિનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૧૫ થી ૨૦ તેજી થાય.

૮ ગુરુનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ આશરે તેજી થાય

૯ ગુરૂનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૩૦ ના આશરે તેજી થાય.

૧૦ શનિનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૨૦-૨૫ની મંદી થાય.

૧૧ બુધનો પાશ્ચમે ઉદય થાય તો દિવસ બે પછી ટકા ૧૫ના આશરે મંદી થાય.

૧૨ ગુરૂનો પાશ્ચમમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૦-૩૫ મંદી થાય.

૧૩ ગુરૂનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ મંદી થાય.

૧૪ શુક્રનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૦ આશરે તેજી થાય.

૧૫ શુક્રનો પશ્ચિમમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૫ તેજી થાય.

૧૬ શનિનો પશ્ચિમે ઉદય થાય તો રૂમાં ટકા ૨૫ તેજી થાય.

૧૭ બુધનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૧૦ તેજી થાય.

૧૮ મંગળનો ઉદય થાય તો રૂમાં ટકા ૩૦-૩૫ તેજી થાય.

## વક્રી-માર્ગી ગ્રહફળ અધિકાર

૧ બુધ વક્રી થાય તો રૂમાં પ્રથમ તેજી થઇ ટકા ૧૫ મંદી થાય.

૨ ગુરૂ વક્રી થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ મંદી થાય.

૩ ગુરૂ અને શનિ બંને સાથે વક્રી હોય તો ૫૦-૬૦ ટકા મંદી થાય.

૪ શુક્ર વક્રી થાય તો રૂમાં ટકા ૪૦ આશરે તેજી થાય.

૫ શનિ વક્રી થતાં પ્રથમ તેજી થઇ રૂમાં ટકા ૪૦ મંદી થાય.

૬ મંગળ વક્રી થાય તો રૂમાં ટકા ૩૦ની તેજી થાય.

૭ મંગળ માર્ગી થતાં બે દિવસ પછી રૂમાં ટકા ૨૦ મંદી થાય.

૮ બુધ માર્ગી થાય તો રૂમાં ટકા ૧૦-૧૫ તેજી થાય.

૯ ગુરૂ માર્ગી થાય તો રૂમાં બે દિવસ પછી ટકા ૨૦ તેજી થાય.

૧૦ શુક્ર માર્ગી થતાં દિવસ ત્રણ પછી રૂમાં ટકા ૩૦ની મંદી થાય.

૧૧ શનિ માર્ગી થતાં રૂમાં પ્રથમ મંદી કરી ટકા ૨૫-૩૦ તેજી થાય.

૧૨ શનિ માર્ગી સોમ કે ગુરુવારના દિવસે થાય તો રૂમાં મંદી કરે.

## ગ્રહોનું નક્ષત્રફળ

પુનર્વસુ, હસ્ત, આર્દ્રા, પૂર્વાષાઢા, કૃતિકા અને વિશાખા નક્ષત્ર પર ગુરૂ આવે ત્યારે રૂના ભાવ ઘટે છે.

ચિત્રા નક્ષત્ર પર ગુરૂ રૂમાં તેજી કરે છે. આ યોગ સંવત ૧૯૪૩, ૫૫, ૬૭ અને ૭૮માં થયો છે.

હસ્ત નક્ષત્ર પર ગુરૂ, રાહુ અને શનિ હોય તો અશુભ થાય, રૂ અને અનાજમાં તેજી થાય.

ચિત્રા નક્ષત્ર પર શનિ હોય અને અસ્ત થયો ન હોય તો અન્નાદિમાં તેજી થાય.

શ્રવણ નક્ષત્ર પર કોઈ પણ ક્રૂર ગ્રહ આવે તો ઘઉંમાં તેજી થાય.

ઉત્તરાભાદ્ર પર ગુરૂ આવે ત્યારે ચોખા અને ચાંદીમાં પ્રાયઃ મંદી કરે.

ઉત્તરાષાઢા પર ગુરૂ આવે ત્યારે ગોળના ભાવમાં તેજી થાય છે. સંવત ૧૯૪૬, ૫૮ અને ૭૦ માં આ યોગ થયો છે.

પુનર્વસુ, હસ્ત અને વિશાખા પર શુક્ર આવે ત્યારે પ્રાયઃ મંદી થાય.

હસ્ત તથા ઉત્તરાભાદ્ર પર રાહુ કે કેતુ હોય તો રૂમાં તેજી થાય છે.

## વસ્તુઓની રાશિનો વિચાર

કપાસ–મીથુન

અળસી–મેષરાશિ

એરંડા–વૃષભરાશિ

ચાંદી (રજત)–તુલારાશિ
સૂતર, શેર, સુવર્ણ, સરસવ, ગહું (ગોધુમ), શર્કરા, (સાકર)–કુંભરાશિ
મોતી–સિંહ અને મીનરાશિ.
સોનું—કુંભરાશિ (અને મેષરાશિ)
ચોખા–મેષરાશિ.
જુવાર (યુગંધરી)–વૃશ્ચિકરાશિ.
તલ—તુલારાશિ
વસ્ત્ર—વૃષભરાશિ.

## ચંદ્રદર્શનફળ ૧

જેણે સર્વ તારાઓને પોતાને આધીન કર્યા છે અને જ્યોતિષ ચક્રમાં રહેલા ૮૮ ગ્રહો ઉપર જેની સત્તા ચાલે છે તે ચંદ્રનું બળ શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે જણાવ્યું છે—

૧ તિથિના બળથી નક્ષત્રનું બળ ચારગણું છે. નક્ષત્રના બળથી વારનું બળ આઠગણું છે. વારથી કરણનું બળ બમણું છે. કરણથી યોગનું બળ બમણું છે. યોગથી તારાનું બળ સાઠગણું છે. તારાના બળથી ચંદ્રનું બળ સોગણું છે અને ચંદ્રના બળથી લગ્નનું બળ હજારગણું છે. માટે દરેક બાબતનું શુભાશુભ ફળ જાણતા પહેલાં ચંદ્રબળ અને લગ્નબળનો વિચાર કરવો.

૨ કોઈ પણ માસની સુદિ રના ચંદ્રમાના ઉદય વખતે તેનું પાંખડું ઉત્તર તરફનું ઉંચે એટલે ચઢીઆતું હોય તો તે પક્ષમાં રૂ તથા બીજી જણસોના ભાવ વધશે, અને જો દક્ષિણ તરફનું પાંખડું ઊંચું હોય તો દરેક વસ્તુના ભાવ

ઘટશે. પરંતુ જો બંને પાંખડાં સમાન હોય તો રૂ તથા દરેક ચીજના ભાવ સાધારણ રહેશે.

૩ સુદિ બીજનો ચંદ્રમા રતાશ–લાલાશ ઉપર જણાય તો તે પક્ષમાં રૂનો ભાવ તેજ થાય અને ફીકા–ઝાંખા રંગનો હોય તો રૂના ભાવમાં મંદી થાય છે.

૪ કોઈ પણ મહિનાની સુદિ ૧૫ને દિવસે ચંદ્રમા ઊગતી વખતે એકમનો ભાગ હોય અને સૂર્ય તથા ચંદ્ર સામસામા જણાય તો રૂનો ભાવ ઘણો તેજ થશે. એક ખાંડીએ રૂા. ૨૦૦) નો ભાવ હોય તો રૂ. ૫૦) વધીને રૂ. ૨૫૦) ભાવ થાય. આ યોગ અનુભવસિદ્ધ છે.

૫ જો પૂનમ પૂરી હોય તથા ચંદ્રમા રતાશ ઉપર ઊગે તો પણ રૂની પીઠ વધશે.

૬ ચંદ્રમાનો ઉદય વાદળમાં થાય અથવા પૂનમના દિવસે વાદળથી આકાશ ઘેરાયેલું રહે તો દોઢ માસ સુધી રૂમાં મંદી થાય છે.

૭ પૂનમના દિવસે ચંદ્રમા ઝાંખો એટલે રાખ (છાણાની રાખના) જેવો ઊગતી વખતે દેખાય તો એક માસમાં રૂના ભાવમાં ૩૦–૪૦ ટકાની મંદી થાય છે.

૮ જો પૂર્ણિમાના દિવસે ચંદ્રનું બિંબ નાનું જણાય તો રૂ તથા બીજી જણસોના ભાવ વધે. અને ચન્દ્રનું બિંબ મોટું જણાય તો પંદર દિવસમાં રૂ તથા બીજી જણસના ભાવ ઘટે છે.

૯ કાળા રંગનો ચંદ્રમા ઊગે તો માણસોની કતલ થાય.

ઉપરના યોગ અનુભવસિદ્ધ છે. વેપારીઓને બીજ અને પૂનમનો ચંદ્ર જોવાની પ્રાચીન રીતને અનુસરવાથી લાભ થશે.

## ફાગણ માસમાં ચંદ્રદર્શન વિચાર

ફાગણ માસમાં રવિવારના દિવસે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય, અને ધાતુ મોંઘી થાય.

સોમવારે ચંદ્રોદય થાય તો સુકાળ થાય. અનાજ ને ઘી સસ્તું થાય.

મંગળવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય.

બુધવારે ચંદ્રોદય થાય તો સર્વ પ્રકારનાં ધાન્ય મોંઘાં થાય.

ગુરૂવારે ચંદ્રોદય થાય તો અનાજનો પાક સારો થાય.

શુક્રવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય.

શનિવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય, દુકાળ પડે.

કોઈ પણ માસમાં શુકલ પક્ષની બીજના દિવસે ચંદ્રનો ઉદય સૂર્યથી ડાબી બાજુ (વાયવ્ય ખૂણા તરફ) થાય તો તે માસમાં સર્વ શુભકારક છે અને જમણી બાજુ ચંદ્રોદય થાય તો તે દુકાળ કરે

ઈતિ તેજી મંદી સ્વરૂપ

# અષ્ટાંગનિમિત્ત

અને

# દિવ્યજ્ઞાન

# કિંચિદ્ વક્તવ્ય

अङ्गं स्वप्नः स्वरश्चैव, भौमं व्यञ्जनलक्षणे।
उत्पातमंतरिक्षं च, निमित्तं स्मृतमष्टधा ॥

જૈન શાસ્ત્રમાં નિમિત્ત જ્ઞાનના આઠ પ્રકારો કહેલા છે અને તેથી તે અષ્ટાંગનિમિત્ત કહેવાય છે. આ અષ્ટાંગ-નિમિત્ત ચૌદ પૂર્વના જ્ઞાનથી કંઇ ભિન્ન નથી, પરન્તુ ચૌદ-પૂર્વમાં જ તેનો સમાવેશ થાય છે. છતાં એટલું ખરું છે કે એ ચૌદ પૂર્વો કે તે પૈકી એક પૂર્વનું પણ જ્ઞાન ધરાવનાર હવે આ કાળમાં નથી રહ્યા. એટલે જેટલું જ્ઞાન મોજુદ-પ્રાપ્ત થાય તેટલું પણ જો બરાબર સમજી લેવામાં આવે તો ઘણું છે. મતલબ કે નિમિત્ત જ્ઞાનના સંબંધમાં કેટલાંએ શાસ્ત્રો-પુસ્તકો જોવામાં આવે છે પરન્તુ તેમાં અંગવિદ્યા નામક આઠ હજાર શ્લોક પ્રમાણ પુસ્તકની બરાબરી કરી શકે તેવું એક પણ નથી. હિંદના જૈન પુસ્તકાલયોમાં તપાસ કરતાં અંગવિદ્યા સંબંધી માહિતી આપનારાં પુસ્તકો બહુ જ જવલ્લે જોવામાં આવે છે. કારણ કે અંગવિદ્યા જેવા ગહન વિષયના અભ્યાસક જ બહુ અલ્પ પ્રમાણમાં હોય ત્યાં પુસ્તકો-શાસ્ત્રો વધારે પ્રમાણમાં ક્યાંથી હોય ? બીજું એ પણ કારણ છે કે અંગ વિદ્યાની માહિતી આપનારાં પુસ્તકો બહુધા પ્રાકૃત ભાષામાં લખાયેલાં હોઇને તે હરેક મનુષ્યના સમજવામાં આવી શકતાં નથી. એટલે આવી વિદ્યા અને આમ્નાય પ્રાકૃત ભાષામાં લિપિબદ્ધ હોવાથી તેને જાણનારા બહુ જ ઓછા મનુષ્યો જોવામાં આવે છે. અસ્તુ !



## અષ્ટાંગનિમિત્ત—

(૧) અંગસ્ફુરણ નિમિત્ત, (૨) સ્વપ્ન શાસ્ત્ર નિમિત્ત, (૩) સ્વર વિજ્ઞાન નિમિત્ત—યાને મનુષ્ય જાનવર અને પક્ષીઓની બોલી ઉપરથી ભવિષ્ય જાણવું, (૪) ભૂકંપ નિમિત્ત, (૫) વ્યંજન નિમિત્ત, (૬) રેખા વિજ્ઞાન નિમિત્ત, (૭) ઉત્પાત નિમિત્ત અને (૮) અંતરિક્ષ નિમિત્ત એ આઠે પ્રકારના નિમિત્તદ્વારા જે જે હકીકતો ખાસ જાણવા યોગ્ય છે તે સર્વનો ખુલાસો ક્રમશઃ કરવામાં આવે છે.

## અંગસ્ફુરણ—

सिरफुरणे किर रज्जं, पियमेलो होइ बाहुफुरणंमि ।
अच्छिफुरणंमि अ पियं, अहरे पियसंगमो होइ ॥१॥

(ઉત્તરાધ્યયન, અધ્યયન ૮ માની ટીકાન્તર્ગત પાઠ)

અર્થઃ—મસ્તકનો જમણો ભાગ ફરકે તો રાજ્ય–અમલદારી મળે, જમણો હાથ ફરકે તો પ્રિયજનનો મેલાપ થાય, જમણી આંખ ફરકે તો પ્રિય વસ્તુનો સંયોગ થાય, નીચેનો હોઠ ફરકે તો સ્નેહી જન મળે.

(આ હકીકત પુરુષોને માટે જાણવી. પરન્તુ આ અંગસ્ફુરણ નિમિત્તની અંદર જે જે હકીકતો પુરૂષોને માટે જમણા અંગની કહેવામાં આવે તે તે સર્વ સ્ત્રીઓ માટે ડાબા અંગની સમજવી, અને પુરુષો માટે ડાબા અંગની કહેવામાં આવે તે તે સર્વ સ્ત્રીઓ માટે જમણા અંગની સમજવી. મતલબ કે અંગસ્ફુરણમાં પુરુષોનું જમણું અને સ્ત્રીઓનું ડાબું અંગ શુભદાયક સમજવું.)

જમણી તરફનું મસ્તક ફરકે તો અનેક પ્રકારનાં લાભો પ્રાપ્ત થાય તેમજ જમણી બાજુનું લલાટ ફરકે તો પણ લાભ થાય અને અમલદારીનો હોદ્દો મળે. નિમિત્ત જ્ઞાનના ગ્રંથમાં લખ્યું છે કેઃ-

"शिरसः स्पन्दने राज्यं स्थानलाभो ललाटके"

જમણો કાન ફરકે તો પોતાનો યશ સાંભળવામાં આવે, તેમજ ડાબો કાન ફરકે તો હલકી વાતો સાંભળવામાં આવે. જમણી ભૃકુટિ ફરકે તો હર્ષ ઉત્પન્ન થાય અને ડાબી ભ્રૂ ફરકે તો મિત્ર-વર્ગ સાથે કલેશ-કંકાસ થાય; પરન્તુ બન્ને ભ્રૂની વચ્ચે સ્ફુરણ ઉત્પન્ન થાય તો સ્નેહી જનનો મેલાપ થાય. જમણી આંખ ઉપરથી ફરકે તો ધારણા સફળ થાય અથવા નીચેથી ફરકે તો મુકદ્દમો હારી જાય. નિમિત્ત શાસ્ત્રમાં કહ્યું છે કે—

"नेत्रस्याधः स्फुरणमसकृत् संगरे भङ्गमाहुः,
नेत्रस्योर्ध्वं हरति सकलं सानुपं दुःखजालं।"

ડાબી આંખ ઉપરથી અથવા નીચેથી કયાંઈથી પણ ફરકે તે લાભકારક નથી ઉલટું નુકશાન જ થાય. જમણી તરફનું કપાળ ફરકે તો એશ-આરામ મળે, અને ડાબી બાજુનું ફરકે તો લડાઈ થાય. ઉપરનો હોઠ ફરકે તો રંજ-કલેશ પેદા થાય તેમજ નીચેનો ફરકે તો એશ-આરામ મળે. ડાઢી ફરકે તો મુકદ્દમો-કેસ હારી જાય. જમણી ગરદન ફરકે તો દોલત-ધન મળે, પણ ડાબી ફરકે તો કલેશ પેદા થાય. જમણી ખાંધ ફરકે તો ભાઈનો અથવા મિત્રનો મેલાપ થાય અને ડાબી ફરકે તો કલેશ પેદા થાય. જમણી તરફની છાતી ફરકે તો સ્નેહીજનનો મિલાપ અને ડાબી ફરકે તો ફિકર-ચિંતા ઉત્પન્ન થાય. જમણું પડખું ફરકે તો ખુશી તથા ડાબું ફરકે તો કલેશ થાય. પેટ ફરકે તો

વાંછિત અર્થની સિદ્ધિ થાય જ્યારે નાભી ફરકે તો હુકમ હોદ્દા-અમલદારીના હોદ્દાથી ઉતરી જાય. જમણા હાથની હથેળી ફરકે તો લાભ થાય અને ડાબા હાથની ફરકે તો નુકશાન થાય. જમણો પગ ફરકે તો દેશ પરદેશમાં સફર કરે પણ ડાબો પગ જો ફરકે તો નુકશાન પેદા થાય.

ઇતિ અંગસ્ફુરણ નિમિત્ત સંપૂર્ણ.

## સ્વપ્નનિમિત્ત—

આ નિમિત્તની અંદર કેવાં સ્વપ્નો જોવાથી કેવો લાભ થાય? અને કેવાં સ્વપ્નો જોવાથી કેવું નુકશાન થાય? સ્વપ્નના કેટલા પ્રકાર હોય છે? વગેરે હકીકતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વપ્ન શાસ્ત્રમાં મ્હોટાં સ્વપ્નો એટલે સારાં-ઊંચાં પ્રકારનાં ૭૨ બહોંતેર સ્વપ્નો બતાવવામાં આવ્યાં છે. જેમાં ત્રીશ સ્વપ્ન અને તેમાં પણ ચૌદ સ્વપ્ન સૌથી મ્હોટાં-શ્રેષ્ઠ ગણવામાં આવ્યાં છે, જે તીર્થંકરોની માતાઓ તીર્થંકરના ગર્ભ સમયે અને ચક્રવર્ત્તિની માતાઓ ચક્રવર્ત્તિના ગર્ભ સમયે અર્ધનિદ્રિત અવસ્થામાં જુએ છે, જેનાં નામ આ પ્રમાણેઃ—

(૧) હાથી, (૨) વૃષભ, (૩) કેશરીસિંહ, (૪) લક્ષ્મીદેવી, (૫) ફુલોની માળા, (૬) સૂર્ય, (૭) ચંદ્ર, (૮), ધ્વજા પતાકા, (૯) કલશ, (૧૦) પદ્મસરોવર, (૧૧) સમુદ્ર, (૧૨) દેવ વિમાન, (૧૩) રત્નરાશિ, (૧૪) અગ્નિશિખા. આ ચૌદ સ્વપ્નો સૌથી શ્રેષ્ઠ છે. વાસુદેવની માતા ચૌદ સ્વપ્નો પૈકી સાત સ્વપ્ન અને બલદેવની માતા ચાર સ્વપ્ન ગર્ભ સમયે જોવે છે.

સ્વપ્નનાં ફલાફલઃ—

अनुभूतः श्रुतो दृष्टः प्रकृतेश्च विकारजः ।
स्वभावतः समुद्भूतश्चिंतासंततिसंभवः ॥१॥
देवताद्युपदेशोत्थो धर्मकर्मप्रभावजः ।
पापोद्रेकसमुत्थश्च स्वप्नः स्यान्नवधा नृणां ॥२॥
प्रकारैरादिमैः षड्भि-रशुभश्चाशुभोऽपि वा ।
दृष्टो निरर्थकः स्वप्नः सत्यस्तु त्रिभिरुत्तरैः ॥३॥

અર્થ—અનુભૂત સ્વપ્ન એટલે અનુભવમાં આવેલી વસ્તુઓનું સ્વપ્ન આવે છે. જેમકે કાપડના વેપારીને સ્વપ્નમાં કાપડ વેચવાનું સ્વપ્ન આવે પણ તે ખોટું-નિષ્ફળ સમજવું. બીજું શ્રુત સ્વપ્ન એટલે સાંભળેલી વાતોનું સ્વપ્ન આવે છે. જેમકે ભૂત-પ્રેત કે પિશાચાદિકની વાતો કરતાં સૂઈ ગયા પછી એનીએ જ વાતોનો સ્વપ્નમાં ખ્યાલ આવે છે તે શ્રુત સ્વપ્ન પણ ખોટું સમજવું. ત્રીજું દૃષ્ટ સ્વપ્ન એટલે જોયેલી વસ્તુનું સ્વપ્ન જેમકે દિવસના યા રાત્રિના કોઈ વસ્તુ જોવામાં આવી હોય તે વસ્તુ પુનઃ સ્વપ્નમાં જોવામાં આવે તે પણ ફળ વિનાનું-નિષ્ફળ હોય છે. ચોથું પ્રકૃતિના વિકારથી સ્વપ્ન આવે છે. જેમકે પિત્તપ્રકૃતિવાળો મનુષ્ય સ્વપ્નમાં જળ, ફુલ, અનાજ, જવાહિરાત, લાલ-પીળા રંગની ચીજો, બાગ-બગીચા, ફુવારા વગેરે જુએ છે પણ તે પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલ હોવાથી કશું ફળ આપતાં નથી. આવી જ રીતે બાદીની પ્રકૃતિવાળા પુરુષો પહાડ ઉપર ચઢવાના, વૃક્ષની ટોચ ઉપર બેસવાના, મકાન ઉપરથી ખસી જવાના, હરવા-ફરવા જવાના અને આકાશમાં ઉડવાના વગેરે બનાવો સ્વપ્નમાં વધારે જુએ છે, એ પણ પ્રકૃતિના વિકારથી

કારણ કે એવી દીક્ષા વિઘ્નકારક થવાનો ભય રાખવામાં આવે છે.

## પોરશી ભરવાનું માન

### ( ઉત્તરાધ્યયન સૂત્રના આધારે )

आषाढे मासे दुपया, पोसमासे चउप्पया ।
चित्तासोएसु मासेसु, तिपया हवइ पोरसी ॥

દક્ષિણ દિશા તરફ મ્હોં રાખી ઉભા રહેવું, પછી ડાબો પગ જરા આગળ જમીન ઉપર ઉભો રાખવો અને ઢીંચણ ઉપર આંગળી મૂકવી. તે પગ અને આંગળીની નિશાનીનો છાંયો પશ્ચિમ દિશા તરફ પડે તે છાંયાની નિશાની રાખી જમણા પગથી છાંયો ભરવો. એટલે જો અષાડ મહિનાની પૂનમ હોય તો પગલાની છાંયાએ પોરશી આવી જાણવી. એ જ રીતે પોષ શુદિ પૂનમે ચાર પગલે પોરશી, આસો અને ચૈત્રે ત્રણ પગલે પોરશી સમજવી. ગાથાના અનુસારે સંક્ષેપથી એ રીતે પોરશી વિષે હકીકત જાણવી.

એ જ વાત જરા વિસ્તારથી સમજવાની જરૂર છે. અષાડથી પોષ મહિના સુધી દરેક મહિને ચાર આંગળ છાંયો વધારવો. પોષથી અષાડ સુધી દરેક મહીને ચાર આંગળ છાંયો ઘટાડવો. દાખલા તરીકે અષાડ શુદિ પૂનમે બે પગલે પોરશી, અષાડ વદિ અમાસે બે પગલાં ને બે આંગળે પોરશી આવે શ્રાવણ શુદિ આઠમે બે પગલાં ને ત્રણ આંગળે પોરશી, શ્રાવણ શુદિ પૂનમે બે પગલાં અને ચાર આંગળે પોરશી, ભાદરવા શુદિ પૂનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી, આસો સુદિ પૂનમે બે પગલાં અને બાર આંગળે પોરશી. એટલે કે ત્રણ પગલે પોરશી આવે. બાર આંગળનું એક પગલું થાય. કારતક શુદિ પૂનમે ત્રણ પગલાં ને ચાર આંગળ, માગશર શુદિ

પૂનમે ત્રણ પગલાં ને આઠ આંગળ, પોષ શુદિ પૂનમે ત્રણ પગલાં અને બાર આંગળ-અર્થાત્ ચાર પગલે પોરશી આવે.

મહા શુદિ પૂનમથી ચાર ચાર આંગળ ઘટાડતા જવાનું અમે ઉપર કહી ગયા છીએ. એટલે કે મહા શુદિ પૂનમે ત્રણ પગલાં ને આઠ આંગળે પોરશી આવે. ફાગણ શુદિ પૂનમે ત્રણ પગલાં ને ચાર આંગળે પોરશી, ચૈત્ર સુદ પૂનમે ત્રણ પગલે પોરશી, વૈશાખ શુદિ પૂનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી, જેઠ શુદિ પૂનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી, અને અષાડ શુદિ પૂનમે બે પગલે પોરશી આવે.

પોરશી ભરવાની બીજી રીત—દક્ષિણ દિશા તરફ મ્હોં રાખી જમીન ઉપર બેસવું, અને ડાબા હાથની વેંત પશ્ચિમ દિશા તરફ જમીન ઉપર ઉભી રાખવી. તે વેંતનો જે છાંયો પડે તેનું જમણા હાથની આંગળીએ નિશાન રાખવું. પછી તે જ વેંત જમીન ઉપર ઉંધી વાળવી. તેમાં અષાડ શુદિ પૂનમે એક વેંત છાંયે પોરશી જાણવી, એ રીતે દરેક મહિને બબ્બે આંગળ છાંયા પોષ શુદિ સુધી વધારવી. અર્થાત્ પોષ શુદિ પૂનમે બે વેંત છાંયે પોરશી આવે, અને પોષ શુદિ પૂનમ પછી દરેક મહિને બબ્બે આંગળ છાંયો ઘટાડવો. આખરે અષાડ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી આવે.

હવે એ જ વાત અમે વિસ્તારથી કહીશું—અષાઢ શુદિ પૂનમે એક વેંત છાંયે પોરશી આવે, (એક વેંતના ૧૨ આંગળ) અષાડ વદી આઠમે એક વેંત ને અડધા આંગળે પોરશી આવે, અષાડ વદી અમાસે એક વેંત ને એક આંગળે પોરશી આવે, શ્રાવણ શુદિ આઠમે એક વેંત ને દોઢ આંગળે પોરસી આવે, શ્રાવણ શુદિ પૂનમે એક વેંત ને બે આંગળે, ભાદરવા શુદિ પૂનમે એક

વેંત ને ચાર આંગળે, આશો શુદિ પૂનમે એક વેંત ને છ આંગળે, કારતક શુદિ પૂનમે એક વેંત ને આઠ આંગળે, માગશર શુદિ પૂનમે એક વેંત ને દશ આંગળે અને પોષ શુદિ પૂનમે એક વેંત ને બાર આંગળે, (બે વેંતે) પોરશી આવે.

પોષ મહિનાથી આંગળ ઘટાડતાં જવું. એટલે કે મહા શુદિ પૂનમે એક વેંત ને દશ આંગળે, ફાગણ શુદિ પૂનમે એક વેંત ને આઠ આંગળે, ચૈત્ર શુદિ પૂનમે એક વેંત ને છ આંગળે, વૈશાખ શુદિ પૂનમે એક વેંત ને ચાર આંગળે, જેઠ શુદિ પૂનમે એક વેંત ને બે આંગળે અને અષાડ શુદિ પૂનમે એક વેંતે પોરશી આવે.

**દીવસની ઘડી ભરવાની રીત**—કેટલી ઘડી દિવસ ચઢયો તે સમજવાની રીત નીચે આપવામાં આવે છે. પ્રથમ તો ઉપર કહ્યું તેમ વેંતનો છાંયો ભરવો. ધારો કે છાંયો ભરતાં એક વેંત ને આઠ આંગળ થયો. તો હવે દિવસ કેટલી ઘડી ચઢયો તેનો નિર્ણય શી રીતે કરવો ?

વેંતના બાર આંગળ ઉપર આઠ આંગળ ઉમેરવા. એટલે બારને આઠ વીસ થયા. વીસમાંથી અડધો અડધ બાદ કરીએ તો બાકી દશ રહે. એ દશમાં બીજા સાત ઉમેરવાથી સત્તર થાય. તેને એકસો વીસે ભાંગતા 'સત્તર સત્તા ઓગણીશાસો' એટલે સાતનો આંક આવ્યો. અર્થાત્ સાત ઘડી દિવસ ચઢ્યો એમ સમજવું. હવે બીજું ઉદાહરણ લઈએ. એક વેત ને ચાર આંગળ છાંયો છે. વેંતના આંગળમાં ચાર આંગળ ઉમેરતાં સોળ થાય. તેમાંથી અડધા બાદ કરતાં બાકી આઠ રહ્યા. તેમાં સાત ઉમેરતાં ૧૫ થાય, તેને એકસો વીસે ભાંગતાં 'પંદર અઠા વીશુસો' એટલે આઠનો આંક આવ્યો. માટે આઠ ઘડી દિવસ

ચઢ્યો સમજવો હવે ત્રીજું ઉદાહરણ લઈએ-ધારો કે બે વેંત છાયા થઈ છે, એટલે કે ચોવીશ આગળ છાયા થઈ. તેમાંથી અડધા બાદ કરતાં બાકી બાર આંગળ રહ્યા. તેમાં સાત ઉમેરતાં ૧૯ થયા. તેને એકસો વીસે ભાંગતાં 'ઓગણી છક ચૌદો-તેરસો' એટલે છ ઘડી દિવસ ચઢ્યો સમજવો. એ પ્રમાણે દિવસની ઘડીનુ પ્રમાણુ જાણવું

**કયે મહિને કેટલી ઘડીનો પહોર થાય?**—અષાડ શુદિ પૂનમે ૩૬ ઘડીનો દિવસ, અને ૨૪ ઘડીની રાત્રિ ગણાય. (આ ગણુત્રી સામાન્ય છે. બાકી વિસ્તારથી અમે આગળ કહી ગયા છીએ.) અષાડ શુદિ પૂનમથી દરેક મહિને બે ઘડી દિવસ ઘટાડતાં જવું, અને બે ઘડી રાત્રિ વધારવી. એમ કરવાથી પોષ શુદિ પૂનમે ૨૪ ઘડીનો દિવસ અને ૩૬ ઘડીની રાત્રિ થાય પોષ શુદિ પૂનમથી અષાડ શુદિ પૂનમ સુધી દરેક મહિને બબ્બે ઘડી વધારવી. એ રીતે અષાડ શુદિ પૂનમના દિવસે ૩૬ ઘડીનો દિવસ અને ૨૪ ઘડીની રાત્રિ થાય.

**દિવસ—રાત્રિના પ્રમાણમાં પોરશીનું પ્રમાણ**

દિવસ અને રાત્રિના પ્રમાણમાં ચોથા ભાગની પોરશી સમજવી. દાખલા તરીકે અષાડ શુદિ પૂનમે છત્રીસ ઘડીનો દિવસ છે તો નવ ઘડીની પોરશી સમજવી. અષાડ વદિ અમાસને દિવસે ૮॥ ઘડીની પોરશી ગણવી શ્રાવણ શુદિ પૂનમે ૮॥ ઘડીની પોરશી, ભાદરવા શુદિ પૂનમે આઠ ઘડીની, આશો શુદિ પૂનમે સાડા સાત ઘડીની, પોષ શુદિ પૂનમે છ ઘડીની પોરશીનું પ્રમાણ અવધારવું. પોષ શુદિ પૂનમથી દિવસ વધે છે. માટે મહિને બે ઘડી બે ઘડી વધારતાં અષાડ શુદિ પૂનમે નવ ઘડીની પોરશી થાય. એવી જ રીતે દિવસ પ્રમાણે ચોઘ-

ડીયાં પણ સમજવાં. પોષ શુદિ પૂનમે ત્રણ ઘડીનું ચોઘડીઉં અને અષાડ શુદિ પૂનમે સાડી ચાર ઘડીનું ચોઘડીઉં.

## નક્ષત્રના આધારે રાત્રિની પોરશીનું અનુમાન

જે મહિને જે નક્ષત્રો રાત્રિ પૂરી કરે, એટલે કે પશ્ચિમ દિશાએ સૂર્યાસ્ત થાય તેની સાથે જ પૂર્વ દિશામાં જે નક્ષત્ર ઉદય થાય તેને આધારે સમજવું. અથવા ચોથે ભાગે નક્ષત્ર આવ્યું હોય તો સમજવું કે પહોર રાત્રિ ગઈ. મધ્યમાં આવ્યું હોય તો મધ્યરાત્રિ સમજવી અને ચોથે ભાગે આવ્યું હોય તો પાછલી રાત્રિ સમજવી. એ પહોરના આધારે જ જ્ઞાની મહાત્માઓ ધર્મકરણી, નિદ્રા, અધ્યયન અથવા સત્કાર્યો કરે છે.

### ગ્રહશાન્તિનો જાપ—

મનુષ્ય માત્રને એક પછી એક નવ ગ્રહ સારા કે માઠા આવ્યા જ કરે છે. એવા સમયમાં ઘણી વાર મનુષ્યો ગભરાઈ હતાશ થઈ જાય છે, પણ મનુષ્ય જેવા સમર્થ પ્રાણીએ એમાં નિરાશ થવાનું કંઇ જ કારણ નથી. કારણ કે આપણા પરોપકારી આચાર્યો અને પ્રતાપી પુરૂષો એ ગ્રહોને શાંત કરવાના અનેક ઉપાય આપણને સ્પષ્ટ રીતે બતાવતા ગયા છે. જેમ રોગની સાથે તેનું ઔષધ પણ તૈયાર જ હોય છે, તેવી રીતે ગ્રહોના ઉપદ્રવને ટાળવા તેના ઉપાયો પણ હાજર જ હોય છે. માત્ર અજ્ઞાનતાને લીધે માણસ દર્દથી રીબાય તેમ ઘણા અજ્ઞાન પ્રાણીઓ પોતાની જ અજ્ઞાનતાને લીધે ગ્રહશાંતિના ઉપાયોથી વિમુખ રહે છે અને અફસોસમાં દિવસો ગુજારે છે. અમે આ સ્થળે ગ્રહશાન્તિના રામબાણ જેવા અસરકારક, નિર્દોષ અને શાસ્ત્રસંમત ઉપાયો બતાવીએ છીએ—

## સૂર્યની દશાનો જાપ

રાતાં વસ્ત્રો તથા રાતી નવકારવાળી ધારણ કરી, પૂર્વ તથા ઉત્તર દિશા તરફ બેસી સવારમાં સૂર્યની દશા હોય ત્યાં સુધી—

ॐ ह्रीं पद्मप्रभ नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ મંત્રનો પાઠ કરતાં જવું અને નવકારવાળીનો એક એક મણકો મૂકતા જવું, એવી રીતે રોજ એક નવકારવાળી ફેરવવા.

## ચંદ્રની દશાનો જાપ

ધોળાં વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપર કહી તે જ વિધિ પ્રમાણે—

ॐ ह्रीं चंद्रप्रभ नमस्तुभ्यम् मम शन्तिः शान्तिः

એ મંત્ર નવકારવાળીના મણકે મણકે જપવો.

## મંગળની દશાનો જાપ

રાતાં વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી ઉપર દર્શાવેલી વિધિ પ્રમાણે—

ॐ ह्रीं वासुपूज्यप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર જપતાં નવકારવાળી ફેરવવી.

## બુધની દશાનો જાપ.

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ અનુસારે—

ॐ ह्रीं शान्तिनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર જપતાં જપતાં નવકારવાળી ફેરવતા જવું.

### ગુરૂની દશાનો જાપ

પીળાં વસ્ત્ર તથા નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ પ્રમાણે જ—

ॐ ह्रीँ ऋषभदेवप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર ભણી નવકારવાળી ફેરવતાં જવું

### શુક્રની દશાનો જાપ

ધોળાં વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપર્યુક્ત વિધિ અનુસાર—

ॐ ह्रीँ सुविधिनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળીના મણકા મૂકતા જવું.

### શનિની દશાનો જાપ

ધોળાં વસ્ત્ર તથા કાળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે જ—

ॐ ह्रीँ मुनिसुव्रतप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળી ફેરવવી.

### રાહુની દશાનો જાપ

પીળાં વસ્ત્ર તથા નવકારવાળી ધારણ કરી ઉપર કહેલી વિધિ પ્રમાણે—

ॐ ह्रीँ नेमिनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર ભણતાં નવકારવાળી ફેરવવી.

### કેતુની દશાનો જાપ

લીલાં વસ્ત્ર તથા લીલી નવકારવાળી લઈ ઉપર્યુક્ત વિધિ પ્રમાણે—

ॐ ह्रीँ पार्श्वनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः

એ પ્રમાણે મંત્ર જપતાં નવકારવાળી ફેરવવી.

—ઇતિ ગ્રહશાંતિ જાપ—